# પારસી પ્રકાશ,

અથવા

પારસીઓના [illegible] ઇ૦ સ૦ ૧૮૬૧ થી તે [illegible] સુધી
બનેલા અગત્યના બનાવોની દર વર્ષને અનુક્રમ



રચનાર,
બહમનજી બેહરામજી પટેલ.

દફતર ૨ જું—ભાગ ૫.

(ઇંગ્રેજી સન ૧૮૬૭ ના ૨૫ માં કાયદા પ્રમાણે)

મુંબઈ,
દફતર આશકારા છાપખાનામાં
મેહેરવાનજી માણેકજી વાછાએ છાપ્યું છે.
કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, ના૦ ૮૭.

સને ૧૮૯૯ ઇસવી—સને ૧૨૬૮ યજદજરદી.

# PARSEE PRAKASH

BEING

A RECORD OF IMPORTANT EVENTS IN THE GROWTH

OF THE

PARSEE COMMUNITY IN WESTERN INDIA,

CHRONOLOGICALLY ARRANGED

FROM 1861 A. D. TO THE PRESENT DATE.

COMPILED BY

BOMANJEE BYRAMJEE PATELL.

**SERIES II. PART 5.**

*(Registered under Act XXV. of 1867.)*

Bombay:

PRINTED AT THE DUFTUR ASHKARA PRESS.

1899 A. C.—1268 A. Y.

### તા૦ ૧૦ મી જાનેવારી.

આજ દીને નવસારી મધે મરહુમ દસ્તુર કેકોબાદજી રૂસતમજી મેહરજીરાંણાનાં ઉઠમણાંમાં તેમના વડા દીકરા દસ્તુર માહીઆરજી કેકોબાદજી મેહરજીરાંણાને નવસારીના વડા દસ્તુર ઠેડવવામાં આવ્યા હતા, અને તેનાં માન દાખલ તેમને ૪૧) જુદા જુદા દસ્તુર મોબેદો તરફથી શેઆલો હોરાડવામાં આવી હતી.[૧]

### તા૦ ૧૦ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીની દશમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉનહાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને વાઇસ-ચાનસેલર શ્રી હાનરેબલ મી૦ જસ્ટીસ ગીબ્સ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—[૨]

**માસટર ઑફ આરટસ** (એમ. એ.) ની સનદ—હોરમસજી જાંગીરજી ભાભા.

**બેચલર ઑફ લાઝ એંડ લીટરેચર** (એલ. એલ. બી.) ની સનદ—જમશેદજી અરદેસર દલાલ; અરદેસર ફરામજી માસવાલા, માણેકજી નશરવાંનજી નાણાંવટી, રૂસતમજી મેહરવાંનજી પટેલ, માણેકશાહ જાંગીરશાહ તાલિયારખાં.

**બેચલર ઑફ આરટસ** (બી. એ.) ની સનદ—બેહમનજી પીરોજશાહ કનાકટર (આહુવાલા), ડોશાભાઈ નશરવાંનજી વાડીઆ.

આ વેળાએ અસાયલાં યુનીવરસીટી ઇનામોમાં માણેકજી લીમજી ગોલ્ડ મેડલ દોરાબજી એદલજી ગીમા, બી. એ. ને "હિંદુસ્થાનમાં રેલવે દાખલ થવાથી દેશનાં સંસારી તથા વ્યાપાર સંબંધી કામો ઉપર થાતી અસર" એ બાબદ ઉપર સઊથી સરસ અંગ્રેજી નીબંધ લખવા માટે, તથા હોમજી જમશેદજી પ્રાઇઝ જાંગીરશાહ એરચશાહ [illegible] ને "વાર્કો ડી ગામા" વિષે સઊથી સરસ [illegible] રચવા માટે, તથા એલીસ પ્રાઇઝ દીનશાહ પેશતન. મેટ્રીકયુલેશનમાં ગુજરાતી ભાષામાં સર્વથી [illegible] મેળવવા માટે આપવામાં આવ્યાં હતાં.

### તા૦ ૧૨ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

શેઠ હોમજી જમશેદજી દાદીશેઠ.

ડાકટર એદલજી નશરવાંનજી.

આએ વર્ષની હાઇ કોરટના પલીડરોની પરીક્ષાના એક પરીક્ષક તરીકે નામદાર જડજોએ વાયરાના બીજા વર્ગના સબારડીનેટ જડજ શેઠ કાવશજી એદલજી મસાંનીને નેમ્યા હતા.

ખાનસાહેબ દીનશાહજી પેશોતનજી કામદીનજીને નામદાર સરકારે સુરતના પેહલા વર્ગના સબારડીનેટ જડજ તથા શેઠ એદલજી મનજીભાઈ મોદીને અમદાવાદના સબારડીનેટ જડજ નેમ્યા હતા.[૩]

### તા૦ ૧૨ મી જાનેવારી.

રોજ ૨૩ માહ ૫ (ક૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ હમાંબાઇ તે શેઠ બેહમનજી જીજીભાઈનાં દીકરી તથા શેઠ ધનજીભાઈ દાદાભાઈ દાદીશેઠનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ બેહમનજી જીજીભાઇ તથા માતાજી મરહુમ બાઇ રતનબાઈની પુંજીમાંથી મલી રૂ૩૦૦૦), તથા સસરા શેઠ દાદાભાઇ જાંગીરજી દાદીશેઠ રૂ૨૦૧) મલી રૂ૩૨૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૧.

વળી ચીનના જરથોશતીઓ તરફથી એવણ માટે એક રૂપાંનું અફરગાનયું તેને લગતા સર્વે સટ સાથે ભેટ આવ્યું હતું, તે એમને તા૦ ૨૮ મી જુન ૧૮૭૧ ને દીને ભેટ આપ્યું હતું.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૨ મી જાનેવારી ૧૮૭૧.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષની યુનીવરસીટીની નાધલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એલ. એમ.**ની પરીક્ષામાં—હોરમજજી દાદાભાઈ મસાંની, તેહમુલજી ભીખાજી નરીમાંન.

**ફરસ્ટ એલ. સી. ઈ.**ની પરીક્ષામાં—ગુસતાદજી દોરાબજી નરીમાંન.

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આર્ટસ** (એફ. ઇ. એ.) ની પરીક્ષામાં—શોરાબજી આદરજી બાંબોટવાલા, એદલજી શોરાબજી બાટલીવાલા, મેહરવાંનજી મનચેરજી કામા, નવરોજજી પાલણજી દેસાઇ, બેજનજી માણેકજી જંબુસરીઆ, ફરદુનજી માણેકજી કાંગા, જમશેદજી બેહરાંમજી કાંગા, શોરાબજી પેશતનજી કાંગા, જાંગીરજી ફ્રેમરાઝ ખંબાતા, જાંગીરશાહ એરચશાહ કોહીયાર, ખરશેદજી રૂસતમજી કુતાર, બેહરાંમજી બહમનજી પટેલ.

**મેટ્રીકયુલેશન**ની પરીક્ષામાં—શોરાબજી ખરશેદજી બરડી, શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, નશરવાંનજી પેશતનજી કામા, નવરોજજી પેશતનજી કામા, મનચેરજી દાદાભાઇ દાદીશેઠ, નશરવાંનજી અરદેસર દાહરીવાલા, ખરશેદજી અરદેસર દલાલ, દાદાભાઇ બરજોરજી ગંદેવીઆ, માણેકજી મનચેરજી મીસ્રી, દીનશાહ પેશતનજી કાંગા, હોરમજજી આદરજી કાંગા, અરદેસર રતનજી લવજી (વાડીઆ), માણેકજી ડોશાભાઇ મકુના, નશરવાંનજી કાવશજી મસાંની, મેહરવાંનજી જાંગીરજી મેહતા, હોરમજજી રૂસતમજી મોદી, શોરાબજી ડોશાભાઇ નાદરશાહ, રૂસતમજી ધનજીભાઇ પટેલ, માણેકજી એદલજી રીપોરટર, અરદેસર ધનજીભાઇ સરાફ, દોરાબજી ધનજીભાઇ સરાફ.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૨ મી જાનેવારી ૧૮૭૧.

૪ જામે જમશેદ, તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૧.

### તા० ૧૯ મી જાનેવારી.

રોજ ૩૦ માહ ૪ (શે०) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ માણેકજી નાનાભાઈ દાવરનાં ઊઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૬૦૦), માતાજી બાઈ જરબાઈ તે મરહુમ શેઠ નાનાભાઈ ફરામજી દાવરનાં વીધવાએ રૂ.૧૦૦૦), ભાઈ શેઠ કાવશજી નાનાભાઈ દાવરે રૂ.૫૦૦), અને બેહન બાઈ મેહરબાઈ તે શેઠ નવરોજજી અરદેશર દાવરનાં ધણીઆણીએ રૂ.૨૦૦) મળી રૂ.૨૩૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

### તા० ૨૮ મી જાનેવારી.

મુંબઈના નામદાર ગવરનર સર સેમોર ફીટ્ઝજેરાલ્ડે આજ દીને અતરેના ટાઉનહાલમાં એક લેવી ભરી હતી. જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતા—

સર ખરશેદજી દાદીશેઠ, અરદેસર ડોશાભાઈ, અરદેસર ફરામજી મુસ, અરદેસર હોરમસજી, [illegible]જી દાદાભાઈ રેજીસ્ત્રાર, હાનરેબલ બેહરામજી જીજીભાઈ, કાવશજી ખરશેદજી જમશેદજી, કાવશજી દાદા[illegible]નજી, કાવશજી માણેકજી લીમજી, ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, દાદી માણેકજી લીમજી, દાદી નશરવાંનજી દાદીશેઠ, ધનજીભાઈ ફરામજી પટેલ, ધનજીભાઈ મેહરવાંનજી જીજીભાઈ, ડોશાભાઈ ફરામજી કરાકા, એદલજી [illegible]નજી રીપોરટર, ફરામજી નશરવાંનજી પટેલ, હોમજી ખરશેદજી દાદીશેઠ, જાંહગીર માણેકજી ખરશેદજી, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, ખરશેદજી રૂસતમજી કામાજી, લીમજી નવરોજજી બનાજી, માણેકજી ખરશેદજી સરાફ, માણેકજી ખરશેદજી જમશેદજી, મનચેરજી નવરોજજી બનાજી, નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, નવરોજજી નાનાભાઈ ફરામજી, નશરવાંનજી ચાંદાભાઈ, ફીરોજશાહ મેહરવાંનજી જીજીભાઈ, સોરાબજી પેશતનજી ફરામજી.[૨]

---

### તા० ૨૯ મી જાનેવારી.

રોજ ૧૦ માહ ૫ (શે०) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—માણેકજી નાનાભાઈ દાવર[૩]—ઉમર વર્ષ ૬૧) સુરતવાળા શેઠ નાનાભાઈ સોરાબજી હીરામાણેકના દીકરા. એવણ પ્રથમ ઈ० સ० ૧૮૪૨ માં "નાનાભાઈ ફરામજી દાવરના છોકરાઓ" ની પેહડીપર ચીન ગયા હતા. તે પછી મેસરસ બહમનજી તથા પેશતનજી અને ડોશાભાઈ ફરામજી કામાજીની ચીનની પેહડીમાં લાંબી મુદત સુધી ભાગયા હતા. અને તેમાંથી તા० ૧૧ મી ફેબરવારી ૧૮૫૬ ને દીને ભાગ છોડવી મુંબઈ આવી પોતાને હીસાબે વહીવટ ચલાવ્યો હતો. એઓ ઘણાં વર્ષ ચીન મધે રહેલા હતા.

---

### તા० ૩૦ મી જાનેવારી.

રોજ ૧૧ માહ ૫ (શે०) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ હમાંબાઈ તે મરહુમ શેઠ હોરમસજી રતનજી બનાજીનાં વીધવાનાં ઊઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ.૧૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[૪]

---

### તા० ૨ જી ફેબરવારી.

શોલાપુર જીલ્લાનાં કરમાલાના મામલતદાર શેઠ માણેકજી એદલજી ખરીખાઉને નામદાર સરકારે તે જીલ્લાના બીજા વર્ગના માજીસ્ત્રેટ નેમ્યા હતા.

નાશક જીલ્લાના પોલીસ ઇનિસપેકટર શેઠ ખરશેદજી નશરવાંનજી શેઠનાને નામદાર સરકારે ખાનદેશ જીલ્લાના પોલીસ ઇનસ્પેકટર નેમ્યા હતા.[૫]

---

### તા० ૫ મી ફેબરવારી.

શેઠો હોરમસજી અરદેસર ધનજીભાઈ વાડીઆ, હોરમસજી પેશતનજી બેનેટ, બી. એ. તથા દાદાભાઈ ડોશાભાઈ કામાએ ઇંગલાંડ મધે બારીસટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૬]

---

### તા० ૬ થી ફેબરવારી.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ લંડનનાં નીચલાં ૧૨) ધર્મખાતાંઓમાં દરેકમાં દશ પૌંડ પ્રમાણે ૧૨૦) પૌંડની રકમ અતરેથી ભેટ મોકલી હતી:—[૭]

શેહરના પુઅર બાકસ માટે લારડ મેયરને, મીડલસેક્ષ હાસ્પીટલ, રાએલ ફ્રી હાસ્પીટાલ, લંડન હાસ્પીટલ, હોમેઓપાથીક હાસ્પીટલ, રાએલ હાસ્પીટલ ફોર ઇનક્યુરેબલસ, હોમલેસ પુઅર એસાએલમ, બોએસ રેફ્યુજ, ગેરલસ રેફ્યુજ, શીપરેક મરીનરસ સોસાઈટી, પરીનટરસ પેનશન સોસાઇટી, સ્ત્રેનજરસ હોમ.

---

૧ જામે જમશેદ, તા० ૨૩ મી જાનેવારી ૧૮૭૧.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૨૯ મી જાનેવારી ૧૮૭૧.

૩ શેઠો ફરામજી, બહમનજી, અને હોરમસજી એદલજી દાવરના કાકા. એમણના બાવા શેઠ નાનાભાઈ સોરાબજી હીરામાણેકના પ્રથમ સુરતના વતની હતા, પણ પોતાનાં માતાજી સાથે બાળ વયમાં મુંબઈ આવી પોતાના ફોઈયા ભાઈ શેઠ બરજોરજી નાનાભાઈ દાવર સાથે ઊછરવાથી દાવરની અટકથી ઓળખાવા લાગ્યા હતા.

૪ જામે જમશેદ, તા० ૩ જી ફેબરવારી ૧૮૭૧.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨ જી ફેબરવારી ૧૮૭૧.

૬ રાસ્ત ગોફતાર, તા० ૫ મી મારચ, ટાઇમસ ઑફ ઇંડીઆ, તા० ૨૨ મી મારચ તથા ૧ લી આપરેલ ૧૮૭૧.

૭ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૬ થી ફેબરવારી ૧૮૭૧.

### તા૦ ૯ મી ફેબરવારી.

વેલાતવાલા ડાક્ટર બરજોરજી દોરાબજી કુપરે કોટ-કોટ પોતાનાં દવાખાનાંવાલાં ઘરના માલેક ડા૦ કુવરજી લધા ઉપર પોતે ભાડે રાખેલા દવાખાનાંવાલા માલની બાહેર "ઓરતોનાં દરદો માટે ઉપાય કરવાનું દવાખાનું" એવી મતલબનું પાટીઉં મારવાના વાંધા ઉપરથી ખરાબ તથા નાલાયક સોખનો ઓચરી પોતાની આબરૂ ઉપર હોમલો કરવાની ડીફેમેશનની ફરીઆદી અતરેની પોલીસ કોરટમાં માંડી હતી, તે મુકદમો માજીસ્ત્રેટે સેશનસમાં નાંખ્યાથી ત્યાં તે નામદાર જડજ મી૦ બેલાની હજુરમાં ત્રણ દીવસ ચાલ્યા બાદ જુરીએ આજ દીને ડા૦ કુવરજીને અપરાધી ઠરાવ્યાથી નામદાર જડજે તેને રૂ૧૦૦૦) ના દંડની અને દંડ નહિ આપે તો છ માસનાં કેદખાનાંની સજા કરી હતી.[1]

---

### તા૦ ૧૪ મી ફેબરવારી.

રોજ ૨૬ માહ ૫ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—જમશેદજી બરજોરજી માસતરી—ઉમર વર્ષ ૪૯) એવણ અતરે મીલો તથા બીજાં મોટાં બાંધકામોના કંત્રાક્ટર હતા. પોતાનાં જન્મ વતન ભેલાવમાં એવણે મોટો ખરચ કરી એક દરેમેહર તથા જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાનો ઓટલો તથા ધર્મશાલા બંધાવી તે તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૬૯ ને દીને પરઠાવ્યાં હતાં.

---

### તા૦ ૧૫ મી ફેબરવારી.

શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરે આજ દીને લંડનમાં સોસાઇટી ઑફ આરટસની સભામાં "હિંદુસ્થાનના વ્યાપાર" વિષે એક નિબંધ વાંચ્યો હતો. સરનશીનની ખુરસીએ મુંબઇના આગલા ગવરનર સર બારટલ ફ્રીઅર બીરાજ્યા હતા.[2]

---

### તા૦ ૧૯ મી ફેબરવારી.

મરહુમ શેઠ એદલજી ફરામજી આલબલેસના સાહેબજાદાઓએ સીમ તરફ પાણીની એક મોટી પથરની તાંકી રૂ૨૫૦૦) ને ખરચે બંધાવી અતરેની મ્યુનીસીપાલીટીને સુપોરદ કીધી હતી.[3]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, ૧૦ મી ફેબરવારી ૧૮૭૧.

૨ આ નિબંધ આર્ટસ સોસાઇટીનાં જરનલના ૧૮૭૧ ના ફેબરવારી માસના અંકમાં "The Commerce of India. By, Dadabhai Naoroji" એવાં મથાલાં હેઠલ છપાયલોછે.

૩ મુંબઇ સમાચાર, તા૦ ૨૯ મી મારચ ૧૮૭૧.

એ તાંકી ઉપર નીચે પ્રમાણે તખ્તી જડેલીછે:—

"Constructed by Eduljee Framjee Curraney's Sons in February 1871."

"આએ તાંકી મરહુમ એદલજી ફરાંમજી કરાંનીના
"છોકરાવોએ બંધાવીછે. માહા અમરદાદ શેહેનશાઇ શને
"૧૨૪૦ યઅજદેજરદી."

### તા૦ ૨૧ મી ફેબરવારી.

"સર જમશેદજી જીજીભાઇ પારસી બેનાવોલંટ ઇનસ્ટીટયુટ" ને લગતી નિશાલોના છોકરાઓ તથા છોકરીઓને ઇનામો આપવા માટેનો એક મેળાવડો આજ દીને કોટ મધે કોટે કોટ મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટવાલાં ઘરમાં થયો હતો. સરનશીનની ખુરસીએ મુંબઇના નામદાર ગવરનર સર સેમોર વેસી ફીટઝજેરાલડ બીરાજ્યો હતો. એ ખાતાંના પ્રીનસીપાલ મી૦ જેમસ બરજીસે રીપોર્ટ વાંચી સંભલાવ્યો, જેમાં જણાવ્યા મુજબ એ ખાતાંને લગતી મુંબઇની નિશાલોમાં ૮૦૧ છોકરા તથા ૮૧૭ છોકરીઓ તથા દેશાવરોની નિશાલોમાં ૬૩૫ છોકરા અને ૪૬૬ છોકરી મલી ૨૭૧૯ બાળકો કેળવણી લેતાં હતાં. ૧૮૬૯ માં એ સ્કુલમાંથી ૬) અને ૧૮૭૦ માં ૨) જણાઓ મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પસાર થયા હતા. એ બાદ નામદાર સરનશીને પોતાને હાથે ઇનામો વેંહચી એક સુભાખીત ભાષણ કીધું હતું.

એ પછી નામદાર ગવરનરે તુરતજ માટે કોટે કોટ સર જમશેદજીનાં ઘરની પ-ધારેલી મોટી ઇમારતનો પાયો નાખવાની ક્રિયા સર્વ હાજર રહેલાઓ સાથે ત્યાં જઇ કીધી હતી. પ્રથમમાં તે નામદારે પાયાના પથરની હેઠલ એક સીસામાં મરહુમ સર જમશેદજીનું એક ચીત્ર, નવી ઇમારતનો પલાંન, એ ખાતાંની ઉપજાવી કાઢેલી તવારીખ, તે દીવસનાં વર્તમાનપત્રો, સિક્કા, વગેરે મુકીને પથર ઘટતી ક્રિઆ સાથે ગોઠવ્યા બાદ[4] સર જમ-

---

૪ એ પથર ઉપર નીચે મુજબનો લેખ કોતરેલો હતો:—

"This Chief corner stone
of the
SIR JAMSETJEE JEJEEBHOY PARSEE BENEVOLENT
INSTITUTION.
was laid by
HIS EXCELLENCY THE RIGHT HONOURABLE
SIR WILLIAM ROBERT SEYMOUR VESEY
FITZ-GERALD G. C. S. I.
Governor of Bombay,
21st *February* 1871—*Yezdezerdi* 1240.

---

Happy is he that hath mercy on the poor and he that giveth to the poor shall not lack."

"પાક દાદાર હોરમજદની મદદથી નામદાર સર જમશેદજી જીજીભાઇએ પારસીઓને વાસ્તે કરેલી સખાવતનાં ધર્મખાતાંની ઇમારતનો મુખ્ય ખુણાનો પથર, રોજ ૩ જો માહા ૬ ઠો શેહેનશાહી મહા ૭ મો કદમી સાલે ૧૨૪૦ યઅજદજરદી, તા૦ ૨૧ મી ફેબરવારી ૧૮૭૧ ને દીને, મુંબઇના નામદાર ગવર્નર સાહેબ સર ઉલિયમ રોબર્ટ સીમુર વેસી ફિટસજેરાલ્ડ, ગ્ર. ક. સ. ઇ. બાહાદુરે પોતાને હાથે બેસાડયો.

---

બાએગસાલી નર તે જે પાલે દુ:ખી દુ:ખીયારાં
આપે અન ને કેળવણી ને કરે તેમને સુખીયારાં."

શેઠજી ડુડુજીભાઈ બારીનેરે ઉઠી એક સુભાષીત ભાષાણ કરી તે નામદારનો ઉપકાર માનયો. નામદાર ગવરનરે પાછો તેનો જવાબ આપતાં આ નવી નીશાળને ફતેહમંદી અને આબાદી ઈછી તે માટે ખુશાલીના ત્રણ પોકારો કરાવ્યા હતા. એ પછી મેલાવડો બરખાસ્ત થયા હતા.[૧]

---

તા૦ ૨૪ મી ફેબરવારી.

રોજ ૬ માહ ૬ (શે૦) ૧૨૪૦ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઈ જીવાભાઈ તે શેઠ પાલણજી બરજોરજી શેઠનાનાં પેહલાં ધણીઆંની તથા શેઠ રતનજી જહાંગીરજી એંડીનાં બેહેનનાં ફંડમાંમાં તેમનાં જોખીઓએ રૂ.૨૧૫૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

---

તા૦ ૨૫ મી ફેબરવારી.

રોજ ૭ માહ ૬ (શે૦) ૧૨૪૦ યઝદેજરદી.

—બરજોરજી પાલણજી શમાવાલા—ઉમર વર્ષ શેઠ પાલણજી કાવસજી શમાવાલાના વડા પ્રથમતો સુરતની કલેકટરીમાં એક શરાફ ... વધતાં વધતાં ત્યાંના કમરશીયલ રેસીડંટની આફીસના હેડ-ક્લાર્ક નેમાયા હતા, અને ૧૮૪૮ થી જયફીને લીધે પેનશન લઇ એહદો છોડ્યો હતો.

---

તા૦ ૨૫ મી ફેબરવારી.

રોજ ૭ માહ ૬ (શે૦) ૧૨૪૦ યઝદેજરદી.

**મરણ**—દીનશાહજી હોરમસજી કરાકા[3]—ઉમર વર્ષ ૮૮) અમદાવાદવાલા શેઠ હોરમસજી રૂસતમજી કરાકાના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૨ થી અમદાવાદમાં સરકારી રેવીન્યુ ખાતામાં નોકરી હતા, અને છેલ્લા ત્યાંની કલેકટરમાં હેડ-એકાઉંટંટ હતા. ૧૮૬૩ માં અમદાવાદની જરથોસ્તી અંજુમનનું ફંડ ઉભું થયું તેના એવણ એક ટ્રસ્ટી હતા. ૧૮૬૪ માં એમને અમદાવાદ શેહરના ઈનકમ ટાક્ષના આસેસર નેમ્યા હતા. એજ સાલમાં ત્યાં મોળ વારીને લીધે ઉભા થેલાં રીલીફ ફંડના એઓ ઓનરરી શેક્રેટરી હતા. ૧૮૬૫ માં એવણે સરકારી નોકરીથી પેનશન લીધું હતું. ૧૮૬૬ થી એઓ અમદાવાદના એક મ્યુનીસીપાલ કમીશનર, તથા એજ સાલમાં ત્યાં ઉભી થયલી યુનૈટેડ પોંર્ટીંગ એંડ જનરલ એજનસી કુંપનીના એક ડાયરેકટર હતા. અમદાવાદમાં ઉભી થયલી બારેન્જ પ્રાનાનીયલ આસોસીએશન, તથા ગુજરાત ટ્રેડીંગ કુંપનીના ત્યાંની ડીરેકટર બોરડથી એવણ આનરરી ઓડીટર નેમાયા હતા. ૧૮૬૮ ના મારચ માસમાં નામદાર સરકારે એવણને ત્યાંના એક ઓનરરી માજીસ્ટ્રેટ નેમ્યા હતા. ૧૮૬૯ માં મારવાડના દુકાળ વખતે અમદાવાદમાં થયલી રીલીફ કમીટીના પણ એવણ ઓનરરી શેક્રેટરી હતા. ૧૮૭૦ ના સપટેમબર માસમાં એવણ સરકારનાં હુકમથી ભાવનગરનાં "જનંટ-આડમીનીસ્ટ્રેશન" ખાતાંના હીસાબ આડીટ કરવાને ગયા હતા. એવણનું મરણ સુરત મધે નીપજ્યું હતું.

---

તા૦ ૨૬ મી ફેબરવારી.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૪૦ યઝદેજરદી.

**મરણ**—હોરાબજી હોરમસજી લશકરી—ઉમર વર્ષ ૬૮) શેઠ હોરમસજી હોરાબજી લશકરીના વડા દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૩૦ માં પોતાના બાપની સાહેતા હેઠળ શા૦ પરમાણંદદાસ નાગરદાસ સાથે રાસમાં "પરમાણંદ હોરાબજીની કું૦" ને નામે વેપાર ચલાવતા હતા, તથા તે માટે કેટલાક વર્ષ ચીન પણ રહ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૩૫ માં તે પેહડી બંધ કરી બાપના વ્યાપારમાં "હોરમસજી હોરાબજી સનસ એંડ કું૦" ને નામે પડયા હતા.

---

તા૦ ૨૬ મી ફેબરવારી.

ગયા સાલની તા૦ ૧૮ મી ડીસેમબરનાં રાસ્ત ગોફ્તારમાં "જરતોસ્તી મોબેદોમાં પોતાના ધરમનો તાતપરીઅ સમજવાની ખામી" એ બાબદ વિષે જે કોઈ જરથોસ્તી સરસમાં સરસ એક નિબંધ લખી મોકલશે તેને એક જરથોસ્તી ગૃહસ્થ (શેઠ શોરાબજી શાપુરજી બંગાલી) ની તરફથી રૂ.૫૦) નું ઇનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબ તેવણ પર ત્રણ નિબંધો લખાઈ આવ્યા હતા, તેમાંથી "મયામુઝ જોઇ એલમ ગર આફ્રીદી—કે બીએલમ ખુદા નીવદ ગાફ્રીદી" એવી નિશાનવાલો બાઈ બહમનજી બેહરામજી પટેલનો લખેલો નિબંધ ઇનામને લાયક નીકલવાથી તેમને ઉપલું ઇનામ આપ્યું હતું.[૪]

---

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૪૦ યઝદેજરદી.

**મરણ**—માણેકબાઈ તે ધનજી શોહલી પટેલનાં વીધવા તથા જમશેદજી ધનજીભાઈ જશાપટેલનાં માએ—ઉમર વર્ષ ૧૧૨). એવણ આવડી લાંબી ઉમરે સુરતની પાસેનાં વેશુ ગામમાં મરણ પામ્યાં હતાં.[૫]

---

૧ ટાઈમસ ઑફ ઇંડીઆ, ૨૭ મી ફેબરવારી ૧૮૭૧.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૧.

૩ શેઠો દાદાભાઈ, જમશેદજી, માણેકશાહ, અને હોરામજી દીનશાહ કરાકાના બાવા.

૪ રાસ્ત ગોફ્તાર, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૭૧.
એ નીબંધ તા૦ ૫ મી મારચ તથા તા૦ ૨ જી આપરેલ ૧૮૭૧ ના રાસ્ત ગોફ્તારમાં છપાયલો છે, તથા વળી તેનાં શેઠ શોરાબજીએ ખરચે નીચે મુજબ ચોપાનીયાં પણ પ્રગટ થયાં હતાં :—
"ઇનામનો રીસાલો. જરતોશતી મોબેદોમાં પોતાના ધરમનો તાતપરીઅ સમજવાની ખામી વીશે. બનાવનાર, મી૦ બહમનજી બેહરામજી પટેલ. મુંબઈ : દફતર આશકારા પરેસ. સને ૧૮૭૧."

૫ જામે જમશેદ, તા૦ ૪ થી મારચ ૧૮૭૧.

તા૦ ૧ લી મારચ.

રોજ ૧૧ માહ ૬ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—બહમનજી નશરવાંનજી વીમાદલાલ—ઉમર વર્ષ ૫૧) શેઠ નશરવાંનજી મનચેરજી વીમાદલાલના દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપનાં વીમાની દલાલીનાં કામમાં સેહજ મુદત સુધી પડેલા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૫૨ માં બાપનાં મરણ બાદ પોતાના ભાઇ શેઠ શેરાબજી સાથે "શેરાબજી બહમનજીની કું૦" નાં નામથી વીમાની દલાલી તથા બીજો વ્યાપાર ચલાવતા હતા.

તા૦ ૩ જી મારચ.

આજ દીને મરહુમ શેઠ બહમનજી નશરવાંનજી વીમાદલાલનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૩૨૦૦), વીધવા બાઈ ગુલબાઇએ ૩૨૦૦), તથા બીજાં એશીઓએ ૩૪૨૧) મલી ૩૮૨૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૧૦ મી મારચ.

રોજ ૨૦ માહ ૭ (ક૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ બીખાઇજી તે મરહુમ શેઠ શેરાબજી પેશતનજી પોહચાનાં વીધવાનાં ઉઠમણાંમાં તેવણના દીકરા શેઠ પોહચાજી શેરાબજી પોહચા તથા બીજાં એશીઓએ મલી ૩૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૧૧ મી મારચ.

ગોરગાંમની હાનરેબલ મેહરાંમજી જીજીભાઇની ઈસ્ટેટના માનેજર શેઠ માણેકજી ફરદુનજી પટેલે તે તરફ થતી સરકારી મીઠાંની ચોરીનો પતો મેલવી આપવાથી અતરેના કસટમ કમીશનરે નામદાર સરકારની રજાથી તેમને ૩૩૮૮) નું ઈનામ આપ્યું હતું.[૩]

તા૦ ૧૫ મી મારચ.

દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાએ નવસારીની વડી દરેમેહરમાં નાવર થવાની નોંધની જે ફેહરેશત રાખવામાં આવેછે તેવી સંવત ૧૬૮૯ (ઈ૦ સ૦ ૧૬૩૩) થી તે સંવત ૧૭૭૦ (ઈ૦ સ૦ ૧૭૧૪) સુધીનીનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૪] એ જુની ફેહરેશત એ૦ હોરમજજી નવરોજજી બાંમજીની હતી એવું એ પુસ્તકના દીબાચાપરથી માલમ પડેછે.

તા૦ ૧૭ મી મારચ.

શેઠ દીનશાહ અરદેશર તાલેયારખાંએ દક્ષિણ હિંદુસ્થાંનમાં કરેલી મુસાફરીના અહેવાલનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૫] એ પુસ્તક શેઠ ખરશેદજી ફરદુનજી પારખ અને શેરાબજી શાપુરજી બંગાલીને અર્પણ કીધું હતું.

તા૦ ૨૨ મી મારચ.

શેઠ શાપુરજી જીવણજી પેશતનજીને નામદાર નીજાંમ સરકારે ગુલબરગા તાલુકાના બીડ જીલ્લાના પેહલા તાલુકદાર તથા શેઠ રૂસતમજી નશરવાંનજી ચીનાઈને નાગર કરનુલ જીલ્લાના પેહલા તાલુકદાર નેમ્યા હતા.[૬]

તા૦ ૨૩ મી મારચ.

ગોવાનો નામદાર ગવરનર જનરલ દમણ મધે ફરવાને આવ્યો હતો તે નામદારને આજ રાત્રે ત્યાંના આગેવાન શેઠીયા શેઠ માણેકજી કાવશજી દમણવાલાએ પોતાનાં મકાનમાં એક "બૉલ" આપ્યો હતો.[૭]

તા૦ ૨૮ મી મારચ.

રોજ ૮ માહ ૭ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—નાનાભાઈ મેહરવાંનજી મસાલાવાલા—ઉમર વર્ષ ૬૫) બેડાવાલા શેઠ મેહરવાંનજી રૂસતમજી મસાલાવાલાના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના ભાઇઓ શેઠ ખરશેદજી અને દાદાભાઇ સાથે ભરૂચથી બેડા તરફ જઈ પોતાના બાપની દુકાંન ચલાવતા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૩૦ માં એવણે મઉની કાંપ મધે જઇ એક દુકાન ઉઘાડી હતી, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા. એ તરફના લશકરી અમલદારોમાં એવણે મોટો આબ મેલવ્યો હતો.

---

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૭૧.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી મારચ ૧૮૭૧.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી મારચ ૧૮૭૧.

૪ "ફેહરેશત, એટલે જે શ્રી નવશારીની વડી દરેમેહેરમાં નાવર થાએછે તે નાવર થનાર ધણીનું નામ, નાવર થવાનો દીવશ ઇતીઆદી જે નોંધી રાખવામાં આવેછે તે. છપાવી પરગટ કરનાર એ૦ ખુરશેદજી દશતુર જમશેદજી જામાશપઆશાનાં. મુંબઈ મધે અંગરેજી તથા ગુજરાતી "જામ પરીંટીંગ" છાપાખાનાંમાં છાપીઊં છે. સને ૧૨૪૦ યજદજરદી ૧૮૭૧ ઇશવી."

૫ "દક્ષિણ હિંદુસ્થાનમાં મુસાફરી. કરનાર, દીનશાહ અરદેશર તાલેયારખાં. મુંબઇ : યુનિયન પ્રેસમાં નાનાભાઇ રૂસતમજી રાંણીનાએ છાપીછે. ઇ૦ સને ૧૮૭૦."

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૬ થી આપરેલ ૧૮૭૧.

૭ જામે જમશેદ, તા૦ ૪ થી આપરેલ ૧૮૭૧.

એજ મુજબ તે નામદાર મુંબઇ આવ્યો ત્યારે તેનાં માનમાં શેઠ ધનજીભાઇ ફરાંમજી પટેલે તા૦ ૫ મી આપરેલ ૧૮૭૧ ને દીને પોતાના મજગાંમના બંગલામાં એક ગાયનની મેહફલ કીધી હતી, જ્યાં તે નામદાર પોતાના રેસાલા સાથે બીરાજયો હતો.

તા૦ ૩૦ મી મારચ.

આજ દીને મઉ મધે મરહુમ શેઠ નાનાભાઈ મેહરવાંનજી મસાલાવાલાનાં ઉઠમણાંમા તેમના દીકરા શેઠ દીનશાહજી નાનાભાઇ મસાલાવાલાએ મઉની દરેમેહરમાં વાપડવાને સરવે નાહનાં મોટાં વાસણો પોતાને ખરચે બનાવી આપવાની તંદરોસતી પઢાવી હતી. એ બાદ એ૦ ફરામજી હોરમસજી માડને મરનારની ખુબીમાં એક ભાષણ કરી તેમની મઉ મધે યાદગારી રાખવા માટે એક ફંડ ઉભું કરવાની સુચનાં કીધી હતી.[1]

---

તા૦ ૩૦ મી મારચ.

સુરતની પારસી ડીસ્ત્રીક્ટ માટ્રીમોનીઅલ કોરટના ડલીગેટો શેઠો રૂસતમજી ખુરશેદજી મોદી અને રૂસતમજી શોરાબજી દલાલે પોતાના ઓહ્દા છોડવાથી તથા શેઠ મનચેરજી શોરાબજી કારંજવાલા મરણ પામવાથી તેમની જગોએ નામદાર સરકારે શેઠો એદલજી ખરશેદજી મોદી, મનચેરશાહ ડોસાભાઈ વકીલ, અને કાવસજી મનચેરજી કારંજવાલાને નેમ્યા હતા.[2]

---

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સાંમે જણેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટીના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

**મ્યુ ની સી પા લી ટી.**

બડા—શેઠ મેહરાંમજી જીવણજી, પેનશનર.

બીલગાંમ—શેઠ નવરોજજી મેહરાંમજી પારખ.

ભરૂચ—શેઠો એદલજી મનચેરજી કારટીંગ એજંટ, મનચેરશાહ બહમનશાહ મારશલના.

---

તા૦ ૩ જી આપરેલ.

મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગારી રાખવા સારૂં ઉભી કરેલી જરતોશતી મદરેસાના વિદ્યાર્થીઓને ઈનામો આપવાની વીજી સભા આજ દીને કોટ મધે મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં કોટકોટનાં ઘરમાં મલી હતી. સરનશીનની ખુરસી સર જમશેદજી જીજીભાઈ બારોનેટ લીધા પછી એ મદરેસાના હાનરરી ઉપરી શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ એ મદરેસાનો ગયાં બે વર્ષનો રીપોરટ વાંચી સંભલાવ્યો, જેની સેવટે આ ખાતું ઉભું કરનાર બાઇ સાહેબ ડાવેજર લેડી આવાંબાઇનાં ગયે સાલ નીપજેલાં મરણ બાબે દલગીરી બતાવવામાં આવી હતી. એ બાદ સરનશીને પોતાને હાથે એ મદરેસાના સઉથી સરસ વિદ્યાર્થી એ૦ એદલજી કેરશાસપજી આંતીઆને રૂ૭૫) ની મરહુમ શેઠ ફરદુનજી શોરાબજી પારખને નામની ફેલોશીપ અને બીજા વિદ્યાર્થી એ૦ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆને એજ શેઠનાં નામનો રૂ૨૫૦) નો સોનાંનો ચાંદ આપ્યો હતો. એ પછી તેવણ સાહેબે એક કીમતી ભાષાણ કીધુ હતુ, અને તે બાદ મેલાવડો બરખાસ્ત થાયો હતો.[3]

---

તા૦ ૫ મી આપરેલ.

મુંબઇનો નામદાર ગવરનર સર સેમોર ફીટજરાલડ પોતાના રેસાલા તથા હાનરેબલ મી૦ ટકર તથા સર સ્ટાફરડ નારથકોટના બેટા મી૦ નારથકોટ સાથે આજ સાંજે બાંદરા મધે દરીયાની ટોંચપર આવેલા હાનરેબલ મેહરાંમજી જીજીભાઇના "લેંડસ એંડ" ના બંગલામાં તેમની મોલાકાતે ગયો હતો. હાનરેબલ મેહરાંમજી તથા તેવણના દીકરા શેઠ નાનાભાઇએ એ નામદારને ઘટતો આવકાર આપી પોતાનાં મકાનમાંથી મુંબઇનો સરસ "વ્યુ" વગેરે બતાવ્યો હતો, તથા રાત્રે એડાલજી હાટલવાલા શેઠ પાલણજી પેશતનજીની મેનીજ હેઠલ તૈયાર કરાવેલું ખાણું લઇ એ નામદાર ત્યાંથી સીધાર્યો હતો.[4]

---

તા૦ ૧૩ મી આપરેલ.

રોજ ૨૪ માહ ૭ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી હીરજીભાઇ વાડીઆ—ઉમર વષ. ૩૪) શેઠ હીરજીભાઇ મેહરવાંનજી વાડીઆના વડા દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૮૫૬ માં અતરેની એલફીનસ્ટન ઈનસ્ટીટ્યુશનમાંથી "વેસ્ટ સ્કાલર" ની પદવી મેલવી હતી. તે બાદ એજ સાલના મેએ માસમાં ઇંગલાંડ ખાતે સીવીલ સરવીસની પરીક્ષામાં જવાનો અભીઆસ કરવાને ગયા હતાં ઇંગલાંડ ખાતે એવણે ૨।। વર્ષ સુધી લંડન યુનીવરસીટી કાલેજમાં અભીઆસ કીધો હતો, અને તે દરમેઆંન ઇંગ્રેજી, લાટીન, ફ્રેંચ, તથા ગણિતમાં એ કાલેજ મધેથી ઇનામો તથા "સરટીફીકેટ ઑફ હાનર" પણ મેલવી હતી. આ વખતે લંડનના સતાવાલાઓએ એકદમ આગમજથી ખબર આપ્યા વગર સીવીલ સરવીસમાં દાખલ થવાની ઉમરની હદ ૨૩) ઉપરથી ઘટાડીને ૨૨) વર્ષની કીધી, જે ઉમર પરીક્ષાને તાંકણે પસાર થઈ જવાથી એમની ઉમેદ બંગ થઇ ગઇ હતી, અને તે બાબે ઘણીક અરજીઓ વગેરે કરવા છતાં કસ્સી દાદ લાગી નહિં. આથી એઓ નાસીપાસ થાઇ ઇંગલાંડ છોડી અમેરીકા જઈ ત્યાંનાં બોસ્ટન, ન્યુયાર્ક, વાશીંગટન, વગેરે નામીઆં શેહરોમાં ૧।। વર્ષ લગણ મુસાફરી કરી હતી, તથા ત્યાંનાં રાજ્ય મંડલના વડા પ્રેસીડંટ

---

[1] જામે જમશેદ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૧.

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી મારચ ૧૮૭૧.

[3] જામે જમશેદ, તા૦ ૫ મી આપરેલ ૧૮૭૧.

[4] બોમ્બે ગેઝેટ, તા૦ ૭ મી આપરેલ ૧૮૭૧.

મુકાનન સાથે મોલાકાત પણ કીધી હતી. એ પછી ૧૮૬૨ માં અતરે પાછા આવી પોતાના બાપ તથા કાકાઓની "ડાશાભાઈ મેહરવાંનજીની કું૦" નાં નામથી ચાલતી પેહડીમાં શામેલ થયા હતા.

---

તા૦ ૧૯ મી આપરેલ.

રોજ ૩૦ માહ ૭ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—દસ્તુર શોરાબજી પેશોતનજી કામદીનજી, ભરૂચનાં[1]—ઉમર વર્ષ ૫૫) ભરૂચવાલા દસ્તુર પેશોતનજી અસ્પંદીઆરજી કામદીનજીના વડા દીકરા. એવણ પ્રથમમાં ભરૂચની અદાલતમાં શીરસ્તેદાર હતા. તે પછી મુનસફની પરીક્ષા પસાર કરી ભરૂચની અદાલતમાં સનદી વકીલનું કામ ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૦ માં એવણ ત્યાંના સીનીયર આસીસ્ટંટ જડજની કોરટમાં ડેપ્યુટી નાજર નેમાયા હતા, અને ૧૮૬૩ માં તે ઓહ્દો છોડયો હતો. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૮ માં એવણના કાકા દસ્તુર મનોચેરજી અસ્પંદીઆરજી કામદીનજીનાં મરણથી તેમની જગોપર ભરૂચના વડા દસ્તુર ઠડયા હતા.

---

તા૦ ૨૦ મી આપરેલ.

શેઠ ડાશાભાઈ ફરામજી કરાકાને ઈ૦ સ૦ ૧૮૭૧ ના ૧૨ મા કાએદાની રૂહે મુંબઈ શેહરના ઇનકમટાક્ષના કલેકટર તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.[2]

---

તા૦ ૨૧ મી આપરેલ.

રોજ ૨ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—બેહરામજી નાનાભાઈ કંત્રાકટર—ઉમર વર્ષ ૪૬) એવણે નાશકની પાસે આવેલાં દેવલાલી મધે લશ્કરને માટે બરાકો બાંધવાનાં કંત્રાકટો લીધાં હતાં, અને ત્યાં એમનો એકપુરો દીકરો મરણ પામવાથી તેને બુમિડા કરેલી જગો ઉપર તે તરફનાં જરથોશ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવા માટે એક પાકો ગરકો ૧૮૬૯ ના સપટેમબર માસમાં બંધાવ્યો હતો. એવણનું મરણ પણ દેવલાલી મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૨૨ મી આપરેલ.

આજ દીને કરાંચી મધે મરહુમ શેઠ ડાશાભાઈ મેહરવાંનજી વાડીઆવાલી દરેમેહર મધે ત્યાંની શમશત અંજુમનની એક સભા શેઠ અરદેસર ગુસતાદજી કોહીયારનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ સુરતવાલા મરહુમ દસ્તુર જમશેદજી બરજોરજીના દીકરા દસ્તુર કાવશજી જમશેદજીને કરાંચીના દસ્તુર ઠડવી કાંપ તથા ગામ તથા બીજા જરથોસ્તીઓ તરફથી મલી ત્રણ શેઆલો હોરાડી મજકુર દરેમેહર તેમને સ્વાધીન કીધી હતી.[3]

---

તા૦ ૨૩ મી આપરેલ.

રોજ ૪ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

જાલનામધે કાદરાબાદ શેહરની બ્રીતિષ હદમાં ત્યાંની જરથોશ્તી અંજુમનનાં ઉપરાતથી એક દોખમું બંધાવી આજ દીને પરઠાવવામાં આવ્યું હતું. એ કામની આગેવાંની ત્યાંવાલા શેઠ પેશતનજી મેહરવાંનજી જાલનેવાલાએ લીધી હતી. જશનની ક્રિઆ પુણાંવાલા ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાની તરફથી ત્યાં ગયલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાએ કીધી હતી, જે પુરી થવા બાદ તેવણે આપણા મજહબની રૂહે દોખમાંની અગત વિષે એક ભાપાણ કરી સંભલાવ્યું હતું. એ પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[4]

---

તા૦ ૨૫ મી આપરેલ.

શેઠ ખરશેદજી બહમનજી ફરામરોજે [illegible] અને ગુલરૂખસાર" ના લખેલા નાટકની એક ચોપડી આલફ્રેડ નાટક મંડલીના માલેકોએ છપાવી પ્રગટ કીધી હતી.[5]

---

તા૦ ૨૬ મી આપરેલ.

આજ દીને લંડન મધે નામદાર માહરાંણીજીના હોકમથી પ્રીનસ આવ વેલસે સેંટ જેમસીસ પાલેસમાં ભરેલી લેવીમાં મુંબઈવાલા શેઠ હોરમજજી અરદેસર સંતોક હિંદુસ્થાંનના શેક્રેટરી ઓફ સ્ટેટની મારફતે હાજર થયા હતા.[6]

---

[1] શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના બાવા.

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી આપરેલ ૧૮૭૧.

[3] જામે જમશેદ, તા૦ ૧૭ મી મેએ ૧૮૭૧.

એવણ ત્રણ ચાર વર્ષ કરાંચી રહી પાછા સુરત આવી મરણ પામ્યા હતા.

[4] જામે જમશેદ, તા૦ ૫ મી મેએ ૧૮૭૧.

એની આગમજ ઈ૦ સ૦ ૧૮૦૦ ને આસરે જાલના મધે એક ઘણુંજ નાહનું દોખમું શેઠ મેહરવાંનજી માણેકજી જાલનેવાલાએ બંધાવ્યું હતું, પણ તે પછી વસ્તી વધવાથી ઈ૦ સ૦ ૧૮૨૮ માં બીજું એક દોખમું આસરે ૧૫) પાવીનું એજ શેઠની આગેવાંનીથી બંધાયું હતું. એ બંધે દોખમાંઓ બીસમાર હાલતમાં આવવાથી તેમજ વસ્તીથી દુર પડવાને લીધે આ ત્રિજું દોખમું બંધાવ્યું હતું.

[5] "જેહાનબખ્શ અને ગુલરૂખસાર. આલફરેડ નાટક મંડલીને માટે ખાસ જોડેલો ચાર અંકી નાટક. બનાવનાર, ખરસેદજી બમનજી ફરામરોજ. મુંબઈ, આલફરેડ છાપખાનાં મધે રૂસ્તમજી શાપુરજી બાટલીઆએ છાપીઓછે. સને ૧૮૭૧."

[6] ટાઈમસ ઓફ ઈંડીઆ, તા૦ ૩૧ મી મેએ ૧૮૭૧.

તા૦ ૨૭ મી આપરેલ.

શેઠ લીમજી નવરોજજી બનાજીને અતરેની હાઇ કોરટના આકટીંગ ડેપ્યુટી કલાર્ક ઑફ ધી ક્રાઉન અને કોરટ ઑફ આડમીરલટીના ડેપ્યુટી રેજીસ્ટ્રાર નેમ્યા હતા.[1]

---

તા૦ ૨૮ મી આપરેલ.

આજ દીને ઇરાંનના નામદાર શાહ નાસરૂદીનની શાલગરેહની ખુશાલીમાં કલકતા ખાતે ત્યાંના પરશીયન કૉનસલ શેઠ માણેકજી રૂસતમજી બનાજીએ પોતાનાં મકાનમાં દેશી તથા યુરોપ્યનોનો એક મોટો મેલાવડો કીધો હતો. આ વેળાએ જુદા જુદા ૧૪) ધર્મ પાલનારાઓ તેમાં શામેલ થયા હતા.[2]

---

તા૦ ૨ જી મેએ.

શેઠ મનચેરજી નશરવાંનજી રૂસતમ ફરાંમનાએ "ઇસા મેલાનાં લગનમાં વઘન" નામના એક નાટકની ચોપડી અંગ્રેજીપરથીતેનોતરજુમો કરી બાહેર પાડી હતી.[3]

---

તા૦ ૪ થી મેએ.

શેઠ બહમનજી એદલજી મોદીને નામદાર સરકારે ઉતર વિભાગના કામચલાઉ આસીસ્ટંટ રેવીન્યુ કમીશનર નેમ્યા હતા.[4]

---

તા૦ ૧૨ મી મેએ.

રોજ ૨૩ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—એ૦ એરચજી કાવશજી ગારા—ઉમર વર્ષ ૬૬) એવણ ઇ૦ સ૦ ૧૮૪૪ થી એડન મધે પંથકી હતા, અને ત્યાં ઇ૦ સ૦ ૧૮૪૭ માં શેઠ મેહરવાંનજી શોરાબજી બરીમાતે બંધાવેલું દોખમું એવણનાં ઉપરીપણાં હેઠલ પરઠાયું હતું. ઈ૦ સ૦ ૧૮૬૬ માં એડન મધે ઉઘરાંણાંથી બંધાયલું બીજું દોખમું પણ એવણની આગેવાંની તથા ઉપરીપણાં હેઠલ બંધાઇ પરઠાયું હતું. એવણનું મરણ મુંબઇ મધે નીપજ્યુ હતું.

---

તા૦ ૧૩ મી મેએ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ સેંટ મેરી સ્કુલનાં છોકરાંઓને રૂ૧૦૦૦) ની કીમતનાં કપડાં કરાવી બેટ આપ્યાં હતાં.[5]

---

તા૦ ૧૫ મી મેએ.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "હજમબાદ અને ઠગણનાજ" નામના લખેલા નાટકની એક ચોપડી વિકટોરીઆ નાટક મંડલીના માલેકે છપાવી પ્રગટ કીધી હતી.[6]

---

તા૦ ૧૯ મી મેએ.

રોજ ૩૦ માહ ૮ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ મીથીબાઇ તે શેઠ શોરાબજી નવરોજજી વાછાનાં વીધવા તથા મરહુમ શેઠ નશરવાંનજી નવરોજજી શેઠનાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦૦) તથા બેશીઓએ ૩૦૧) મલી રૂ૨૩૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

---

તા૦ ૨૦ મી મેએ.

રોજ ૧ માહ ૯ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ કુવરબાઇ તે શેઠ મનચેરજી કાવશજી દાવરનાં પેહલાં ધણીઆંની તથા મરહુમ શેઠ સંતોકજી નાનાભાઈ દાવરનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના પોતાની પુંજીમાંથી રૂ૨૫૦), સસરા શેઠ કાવશજી નાનાભાઇ દાવરે રૂ૨૦૦), માતાજી બાઈ પીરોજબાઇએ રૂ૨૫૦), બપાઇ બાઇ જરબાઈ તે મરહુમ શેઠ નાનાભાઇ ફરાંમજી દાવરનાં વીધવાએ રૂ૨૦૦), તથા બીજાં બેશીઓએ રૂ૫૨૫) મલી રૂ૧૪૨૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[8]

---

તા૦ ૨૪ મી મેએ.

આજ દીને નામદાર માહરાંણીની શાલગરેહની ખુશાલીમાં તે નામદાર તરફથી અપાયલા બેતાબોમાં મુંબઇવાલા સર જમશેદજી જીજીભાઈ બારોનેટને "કંમપાનીઅન ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીઆ" (સી. એસ. આઇ.) નો બેતાબ મલ્યો હતો.[9]

---

1 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૭ મી આપરેલ ૧૮૭૧.

2 જામે જમશેદ, તા૦ ૫ મી મેએ ૧૮૭૧.

3 "ઇસામેલાનાં લગનમાં વઘન. નાટક ૫ અંકી. "બ્રીટીશ ડ્રામા" માંની મી૦ ટી. સથરને રચેલી "પલે" ઉપરથી ગુજરાતીમાં તરજુમો કરનાર, મ૦ ન૦ રૂસતમફરાંમના. છપાવી પ્રગટ કરનાર, ફરાંમરઝ. મુંબઇ મધે ચાબુક પ્રેસમાં રતનજી શોહોરાબજીએ છાપી પ્રગટ કરેઓછે. ૧૨૪૦ યજદજરદી—૧૮૭૧ ઇસવી."

4 બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી મેએ ૧૮૭૧.

5 ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૧.

6 "હજમબાદ અને ઠગણનાજ. નાટક ૪ અંકી. વીકટોરીઆ નાટક મંડલીને સારૂં. બનાવનાર, એદલજી જમશેદજી ખોરી. છપાવી પ્રગટ કરનાર, વીકટોરીઆ નાટક મંડલીનો માલેક. મુંબઇ દફતર આશકારા છાપાખાનાં મધે બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીઉછે. સને ૧૮૭૧ ઇસવી."

7 જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૭૧.

8 જામે જમશેદ, તા૦ ૨૩ મી મેએ ૧૮૭૧.

9 ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૨ મી મેએ ૧૮૭૧.

તા૦ ૨૫ મી મેએ.

ભાઈ બહમનજી મેહરાંમજી પટેલે નામીચા શાએર ફેર-દોસી તુસીની જીંદગીના અહેવાલનું "અહેવાલે ફેરદોસી" નામનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[1]

તા૦ ૨૭ મી મેએ.

શેઠ દીનશાહ અરદેસર તાલેયારખાંએ "મુંબઇ ખબાકાના કરો બાબે ૧૮૭૧ માં ઉઠેલી ભાંજગડની તપાસ" એવે નામનું એક ઇંગ્રેજી ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[2]

તા૦ ૧ લી જુન.

શેઠ ફરાંમજી નશરવાંનજી શેઠનાને નામદાર સરકારે ખાંનદેશના, તથા શેઠ બહમનજી એદલજી મોદીને ખેડાના, ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટરો તરીકે નેમ્યા હતા.[3]

તા૦ ૩ જી જુન.

ઇરાંન મધે ઇ૦ સ૦ ૧૮૬૯ નાં શાલમાં કાલેરાની મરકી ચાલી હતી, જેની અસરથી ત્યાં વસતા આપણા શેંહકડો હમજાતીઓ મરણ પામ્યા હતા. તે પછી આજ ૩ વર્ષ થયાં ત્યાં વરસાદ અને હીમની આવક કમતર થવાને લીધે અનાજનાં ભાવો ચાર ઘણા વધી કેટલાક ભાગો ઉપર કકરતો દુકાલ ચાલ્યો હતો, જેની ખરાબીમાં આવી ગયલા આપણા ગરીબ ઇરાંની જરથોશ્તીઓને આસરો આપવા માટેનો ઠેડાવ કરવાને ઇરાંન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારી મંડલીની તરફથી અતરેના જરથોસ્તીઓની એક જાહેર સભા આજ દીને આલબલેસ બાગમાં બોલાવવામાં આવી હતી. પ્રમુખસ્થાંને એ ખાતાંના સરનશીન શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ બીરાજ્યા પછી હાનરરી શેક્રેટરી શેઠ કાવશજી એદલજી પટેલે ઇરાંન તરફ ચાલતા દુકાલની ખરાબીની કેટલીક કેફીઅતો વાંચી સંભલાવી, જે પછી ઠેડાવ થયા કે:—

"ઇરાન દેશમાં હાલ ચાલતા ભઅંકાર દુકાલની ખરાબીમાંથી આપણા દુખ પાંમતા જરથોશ્તી ઇરાંની બાઇઓનું નીવારણ કરવા શારૂં ઉઘરાણું કરીને એક ફંડ ઉભું કરવું, અને તેનું નામ '૧૮૭૧ નાં શાલમાં ઇરાંન દેશનાં રેહનારા જરતોશ્તીઓ ઉપર પડેલા દુકાલનું નીવારણ કરવા શારૂં ઉભું કીધેલું ફંડ' કરીને રાખવું."

"ઇરાંન દેશના રેહેનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવા શારૂં સને ૧૮૫૪ માં સ્થાપેલાં ધર્મખાતાંની કારોબાર મંડલીના નીચે જણાવેલા અધીકારીઓના હસ્તક-માંજ આ દુકાલનાં ફંડનો વહીવટ સોંફવો, અને ઉઘરાંણાંમાં ભરાએલી કુલે રકમો વશુલ કરીને ઇરાન દેશમાં જ્યાં જ્યાં દુકાલ ચાલતો હોય ત્યાંના જરથોસ્તીઓને બનતી મદદ આપવા માટે ખરચ કરવાનો કુલ અખત્યાર તેઓને આપવો:—શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ, દાદાભાઇ હોરમજજી કામાજી, મેહરવાંનજી ફરાંમજી પાંડે, નશરવાંનજી માણેકજી પીટીટ, નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાંનજી બહમનજી મોદી, એદલજી બહમનજી મારીસ, ધનજીભાઇ ફરાંમજી પટેલ, અરદેસર ડોશાભાઇ મુનશી, મનચેરજી કાવ-શજી લંગડાના."

"આએ દુકાલનાં ફંડ મધે દેશાવર ખાતેના જરથો-શ્તી સાહેબો હસ્તકથીબી મદદ મેલવવા સારૂં અતરેની કારોબાર મંડલીએ પેહેલી જોગવાઇએ ભલાંમણ કરવી."

સભામાં શેઠ નવરોજજી ફરદુનજીએ સુચનાં કીધા કે "આપણા ઇરાનવાલા જાતભાઇઓને સુધારવા માટે અતરે નાણું એકઠું કરી ત્યાં મોકલવાથી હાલની ત્યાંની સરકારના તાબામાં તેઓ સુધરી શકનાર નથી, અને તેઓપર ફોકત ખરચ કરવા કરતાં સેહેલો મારગ એ છે જે તેઓને હિંદુ-સ્થાંન બોલાવવા. તેઓને જો અટકાવવામાં આવતા હોય તો અતરેથી લખાંણ કરીને ત્યાં ઘટતે ઠેકાંણે વગ પોંહચા-ડયાથી, તેઓને આવવા દેવાની અડચણ નીકલી જશે." એના જવાબમાં શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડા-નાએ જણાવ્યું કે "ઇરાંનીઓ અતરે આવતા નથી, કારણ કે તેઓને પોતાનું વતન વાહલું છે, અને ત્યાં તેઓની લાખો રૂપીઆની ઘાહંબારને લગતી ધર્મખાતાંની જાગીરો છે, ને તેઓને વતનનો શોખ એટલો છે જે એક ઇરાંની ચાકરી કરીને ગાંથે થોડાક રૂપીઆ થયા તો ત્યાંના જુલ-માત છતાં ઇરાંન ચાલતી પકડેછે. તે સાથે મજબુત લખાંણ કરી ઇંગ્રેજ સરકારને વચ્ચે પાડી શકાય તેવું નથી, કારણ જે એક તો આપણી સરકાર વચમાં પડતી નથી, અને બીજું તો ઇરાંની સરકાર ઇંગ્રેજ સરકારનું વચમાં પડેલું બાહલ રાખતી નથી." શેઠ જમશેદજી પાલણજી કાપડી-આએ જણાવ્યું જે "આગલ શાહ નાદીરશાહના વખતમાં આપણી જરથોશ્તી વસ્તી ઇરાન દેશ મધે ચાર લાખ માણ-સની હતી, તેના આજે પાંચ હજાર થાઇ ગયાછે, ને જો એમજ ચાલ્યું તો થોડા વખતમાં આપણી ત્યાંની વસ્તી નાબુદ થઇ જશે." એ બાદ શેઠ મેહરાંમજી ખરશેદજી ગાંધી તથા દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના અને દસ્તુર શોરાબજી રૂસતમજી મુલાંફીરોજનાએ એ, આપણાં સંકટમાં આવી પડેલાં બાઇબંદોને મદદ કરવાની-

---

૧ "અહેવાલે ફેરદોસી. ઇઆને નામીચા શાએર ફેર-દોસી તુસીના જનમારાનો અહેવાલ, તે સાથે બાસતાંન નામાંને લગતી હકીકત. અસલ ફારસી ઉપરથી ગુજરાતીમાં બનાવનાર, બહમનજી બેહરાંમજી પટેલ. મુંબઇ મધે: ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં કાવશજી પેસતનજીએ છાપીયું છે. ૧૨૪૦ યઝદજરદી. ૧૮૭૧ ઇસવી."

૨ "A Review of the Bombay Taxation Discussion of 1871, by, Dinshah Ardeshir Tale-yarkhan. Bombay: Printed by N. R. Ranina at the Union Press. 1871."

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧ લી જુન ૧૮૭૧.

આપણા ફરજ વિષે કેટલુંક કહી સંભળાવ્યા બાદ સરન-શીન સાહેબનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઇ હતી.[૧]

૧ જામે જમશેદ, તા૦ ૫ મી જુન ૧૮૭૧.

ઊપલી સભામાં થયલા ઠેડાવો મુજબ કારોબાર મંડલીએ મુંબઇ તથા દેશાવરો ખાતે ઊઘરાણાંની ટીપ ફરતી કીધી હતી, જેમાં રૂ.૩૯૦૪૦॥૨૪॥ ભરાયા હતા, જે મધેના રૂ.૩૦૪૯૦)૧૭ નીચે મુજબ મુંબઇમાં ભરાયા હતા:

(રૂ.૧૦૫૦) બાઇ પીરોજબાઇ જમશેદજી જીજીભાઇ, (રૂ.૧૦૦૧) દીનશાહજી માણેકજી પીટીટ, (૧૦૦૦) ફરામજી નશરવાંનજી પટેલ, સર કાવશજી જહાંગીરજી રેડીમની, સી. એસ. આઇ., મેહરવાંનજી ફરામજી પાંડેની કું૦, નશરવાંનજી માણેકજી પીટીટ, મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆ અને મરહુમ માણેકજી નવરોજજી વાડીઆને નામે, (રૂ.૬૦૦) હોરમજજી એદલજી કામાજીના છોકરાઓ, (રૂ.૫૦૦) સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; હાનરેબલ બેહરામજી જીજીભાઇ, બેહરામજી નશરવાંનજી સીરવાઇ, બાઇ શાકરબાઇ દીનશાજી પીટીટ, (રૂ.૪૦૦) નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, (રૂ.૩૦૦) એદલજી ફરામજી આલબલેસની કું૦, હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆ, બાઇ માણેકબાઇ તે મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆનાં વીધવા, માણેકબાઇ તે બેહરામજી નશરવાંનજી સીરવાઇનાં ધણીઆંની. (રૂ.૨૧૧) લીમજીભાઇ જમશેદજી બાટલીવાઇ (રૂ.૨૫૦) શોરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઇ હોરમજજી કામાજી, જમશેદજી ખરશેદજી બાટલીવાઇ. (રૂ.૨૦૮) સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસટીટયુટની છોડીઓ, (રૂ.૨૦૨) નવરોજજી કાવશજી દારૂખાનાવાલા, (રૂ.૨૦૦) ખરશેદજી બહમનજી શેઠનાની કું૦, બહમનજી ધનજીભાઇ મીસતરી, મરહુમ સુનાંબાઇ તે દોરાબજી ફરામજી કોહીદારૂનાં ધણીઆંનીને નામે, (રૂ.૧૭૫) કાવશજી દીનશાહજી પીટીટ, ફરામજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ, (રૂ.૧૫૧) જમશેદજી દોરાબજી નાએગાંમવાલાની કું૦, (૧૫૦) એદલજી બહમનજી મારીસ, ધનજીભાઇ ફરામજી પટેલ, (રૂ.૧૩૬॥૧૭) બોમ્બે બેંકના જરથોસ્તી શેર હોલડરો, (રૂ.૧૨૬) હોમજી દીનશાહ જીજા, (રૂ.૧૨૫) રૂસતમજી જમશેદજી જીજીભાઇ, બાઇ ખરશેદબાઇ તે નશરવાંનજી બહમનજી મોદીનાં ધણીઆંની, (૧૦૨) નશરવાંનજી દાદાભાઇ નવસારીવાલા, (રૂ.૧૦૧) શોરાબજી જમશેદજી જીજીભાઇ, કાવશજી તથા પાલણજી ધનજીભાઇ પાંજીવાલાના છોકરાઓ, કાવશજી દીનશાહ એડનવાલા, જમશેદજી નવરોજજી કાપડીઆ, ખરશેદજી મોહાબબશ ઇરાની, દારાશાહ ખરશેદજી પરાખ઼ી, નવાજબાઇ દાદાભાઇ નવસારીવાલા, કાંદાવાલા મોહલ્લાના જરથોસ્તી રેહવાસીઓનાં ધર્મ ખાતાંનાં ફંડમાંથી, (રૂ.૧૦૦) ખરશેદજી ફરદુનજી પારખ, પોહચાજી ફરામજીની કું૦, હોરમજજી તથા જમશેદજી દુબાશ, ખરશેદજી એદલજી દુબાશની કું૦, જમશેદજી નશરવાંનજી પીટીટ, દીનશાહજી તથા નશરવાંનજી નવરોજજી બોદ, પેશતનજી હોરમજજી સંતોક, નશરવાંનજી રતનજી તાતા, દારાશાહ તથા રૂસતમજી ધનજીશાહ કપરાંન, મેહરવાંનજી નશરવાંનજી નાદરશાહ, મરહુમ દાદાભાઇ માણેકજી વાછાનાં નામે, મરહુમ રતનજી દાદાભાઇ વાછાનાં નામે, પેશતનજી બેહરામજી મેહતા, નવરોજજી અરદેશર દાવર, કુંવરજી રૂસતમજી મોદી તથા બાઇઓ, મરહુમ જમ-

તા૦ ૩ જી જુન.

રોજ ૧૫ માહ ૯ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—નવરોજજી દોરાબજી સકલાતવાલા—ઉમર વર્ષ ૬૫) શેઠ દોરાબજી જમશેદજી સકલાતવાલાના બીજા

શેદજી બરજોરજી મીસ્ત્રીનાં નામે, નવરોજજી રતનજી કોપર, નશરવાંનજી હોરમજજી ધાસવાલા, શોરાબજી જમશેદજી દુબાશ, મરહુમ બરજોરજી રતનજી કોપરનાં નામે, હોરમજજી જાંગીરજી દાદીશેઠ, માણેકજી શોરાબજી વાછાગાંધી, ખરશેદજી શોરાબજી વાછાગાંધી, પેશતનજી નશરવાંનજી ગોદીવાલા, માણેકબાઇ તે મરહુમ ખરશેદજી દાદીશેઠનાં બેટી, કુકીબાઇ તે કાવશજી ફરામજી મારકરનાં બેટી, નવાજબાઇ ધણી ફરામજી કાવશજી મારકર, મેહરબાઇ ધણી અરદેશર હોરમજજી વાડીઆ, આવાંબાઇ ધણી કાવશજી બેજનજી આલબલેસ, હીરાંબાઇ ધણી નાનાભાઇ બેહરામજી જીજીભાઇ (રૂ.૧૦૮૮૯) રૂ.૧૦૦) ની અંદરની રકમો.

એ ઊપરાંત રૂ.૮૫૫૦॥૭ દેશાવરો ખાતે નીચે મુજબ ભરાયા હતા:—

| | | | |
|---|---|---|---|
| ૧૬૬૭॥૧ | પુણાં. | ૨૦૫) | દમણ. |
| ૧૪૭૬॥૨૨॥ | હાંગકાંગ. | ૧૬૯) | વરોડરા. |
| ૯૭૩॥૧૫ | શાંગાહી. | ૧૪૮) | રાજકોટ. |
| ૭૦૦) | ભરૂચ. | ૧૦૧) | ઊદવાડા. |
| ૫૦૬) | અમદાવાદ. | ૬૦) | ઇછાપોર. |
| ૫૦૦) | બીલીમોરા. | ૫૦) | સેતારા. |
| ૪૭૫॥ | મહુ. | ૫૦) | પેશાવર. |
| ૪૩૫) | નવસારી. | ૫૦) | અંકલેસર. |
| ૩૬૩) | કલીઆંણી. | ૨૫) | બેલગાંમ. |
| ૩૦૩) | અહમદનગર | ૧૦) | કાનપોર. |
| ૨૮૯॥૫૮॥ | સુરત. | ૩૦) | ભુજ. |

એ રૂ.૩૯૦૪૦॥૨૪ મધેથી ઇરાંન ખાતે વાખાના મારેલા લાચાર ઇરાંનીઓને જુદા જુદા જગાઓ તરફ નગદ નાણાંની તથા અનાજની મદદ પોહચાડવા રૂ.૨૫૮૬૧)૮, ઇરાંનના શાહે એ દુકાલ બાબે એક જનરલ ફંડ કીધું હતું તે મધે આપણા ફીરકા તરફથી તુમાંન ૨૫૦ ભર્યા તેના રૂ.૧૦૮૬॥૫૯॥, દુકાલના હાદેસાના મારેલા નાશી આવેલા ગેલાબંધ ઇરાંની જરથોસ્તીઓને બંદરઆબાસથી અતરે સ્ટીમરો તથા બગલાઓમાં લાવવાનાં નુર, ખાધખોરાકી તથા દવાદારૂ વગેરેના રૂ.૬૨૮૫॥૫, તથા મુંબઇ મધે તારો વગેરેના પરચુરણ ખરચનાં રૂ.૧૦૯૮)૪॥ મલી રૂ.૩૪૭૩૧॥૧૨॥ નો ખરચ થયો હતો, અને બાકી વધેલા રૂ.૪૭૦૯॥૧૨ એ ફંડમાં નાણાં ભરનારાઓની તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને મલેલી સભાના ઠેડાવ મુજબ ઇરાન દેશમાં રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ફંડ મધે આપ્યા હતા.

એ ઊપરાંત શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ ઇરાંનમાં જરથોસ્તીઓને પરભાડી મદદ મલે તે માટે રૂ.૫૦૦૦) ની રકમ અતરેની સરકાર મારફતે અબુ શેહર ખાતે કરનલ પેલીપર મોકલી હતી કે તે યઝદ અને કેરમાંન ખાતે જરથોસ્તીઓને વેંહચે. કરનલ પેલીએ તે રકમ તેહરાંન ખાતે બ્રીટિશ એલચી મી૦ અ.લીસનને મોકલી, જેણે તે મધેથી શેઠ માણેકજી લીમજી હાંતરીઆની મારફતે રૂ.૩૫૦૦) યઝદમાં રૂ.૭૫૦) કેરમાંનમાં, અને રૂ.૭૫૦) તેહરાંનમાં વેંહચ્યા હતા

દીકરા. એવણુ નાની ઉમરથીજ પોતાના બાપની સકલાતની દુકાંન ઊપર કામકાજમાં પડેલા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૩ માં બાપનાં મરણુ બાદ ભાઈઓની સાથે મલી સકલાતનો બ્યાપાર દેશ પરદેસ સાથે ઘણો વધારી મુકયો હતો. ઈ૦ સ૦

વળી શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ૨૨૦૦) ની રકમ, તથા સુરતના જરથોસ્તીઓએ શેઠ એદલજી ખરશેદજી મોદીની આગેવાંની હેઠલ રૂ૨૪૦૦) ની રકમ ભેગી કરી તે મુંબઈની સરકારની મારફતે ઇરાંનનાં એલચીખાતાંપર મોકલી ત્યાંના ગરીબ જરથોસ્તીઓને અનાજ વેંહચાવ્યો હતો, તથા એ કામમાં મદદ કરવાને શેઠ કેખશરૂ મેહરબાંન ઇરાંનીપર તાર કીધો હતો.

એ દુકાલથી યઝદ તથા કેરમાંનના શેંકડો જરથોસ્તીઓ પોતાનાં બચ્ચાં છોકરાં સાથે તેહરાંન રાજધાંની તરફ નીકલી પડયાં હતાં, જેઓને ત્યાં શેઠ માણેકજી લીમજી હાંતરીઆએ પોતાની તરફથી તથા ફંડ મધેથી આસરો આપ્યો હતો, તથા શેંકડો જરથોસ્તીઓ મુંબઇ આવવાને નીકલ્યા હતા. ૧૮૭૧ ની શરૂઆતમાં કેટલાક જરથોસ્તીઓનો એક કાફલો ઇરાંનનાં આબાત તરફથી અતરે નાશી આવ્યો હતો, તેઓમાંના કેટલાકોને "ફતેહરેમાંન" નામનાં એક વાહણના નાખોદાએ ખોરાક પાંણી વગેરેની ઘણી સખ્તી પાડી હતી, જેની તેઓએ અતરે આવી ફરીઆદ કરવાથી તેમના તરફથી શેઠ જાંગીરજી મેહરવાંનજી પલીડરે બાંનસ્વાર્થે મેહનત લઇ કેટલીક અરજીઓ મુંબઇનાં બારાંના કનઝરવેટર ઑફ પોરટસ ઊપર કરી તે ઘાતકી નાખોદાને ૧૮૭૧ ના ફેબરવારી માસમાં દંડ કરાવ્યો હતો.

વળી એ દુકાલથી પીડાતા જરથોસ્તીઓને યઝદમાં અનાજ વેંહચવા તથા બંદરઆબાસથી અતરે લાવવા માટે અતરેના જાણીતા ઇરાંની બ્યાપારી શેઠ ગોદરેજ મેહરબાંન તથા જાંહગીરજી મેહરવાંનજી પલીડરે ઇ૦ સ૦ ૧૮૭૧ ના મે માસમાં મુંબઇના જરથોસ્તીઓમાં એક ફંડ ઊભું કીધું હતું. જે મધે રૂ૧૭૩૨૪)≡ વસુલ થયા હતા. એ મધેથી બંદરઆબાસથી ગરીબ ઇરાંની જરથોસ્તીઓ અતરે આવ્યા તેઓના નોલના તથા દરીયા ઊપરના ખરચના રૂ૧૯૪૭॥।≡, યઝદ તથા કેરમાંન મધે ગરીબ જરથોસ્તીઓને અનાજ તથા રોકડ વેંહચ્યા તેના રૂ૮૦૮૦), બંદરઆબાસ તથા અબુશેહર મધે ગરીબ જરથોસ્તીઓની માવજત કરવામાં તથા તેઓની પાસપોર્ટની ફીઇ આપી રવાંના કરવામાં રૂ૨૧૮૨॥≡, તથા અતરેથી તારો મુકવાના અને બીજા પરચુટણ ખરચના રૂ૪૯૨॥।≡॥ મલી રૂ૧૨૭૦૩॥)॥ ખરચ થયા હતા, અને બાકી વધેલા રૂ૪૬૨૦॥।=॥ તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૭૩ ને દીને ઇરાંન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારવાનાં ધર્મખાતાંના ફંડના તરસ્ટીઓને તે રકમ પોતાનાં દફતરમાં "શેઠ ગોદરેજ મેહરબાંન તથા શેઠ જાંગીરજી મેહરવાંનજી હસ્તક ઇરાંન મધે સને ૧૨૪૦—૪૧ યઝદજરદી સાલમાં દુકાલથી દુખી થાએલા જરથોસ્તીઓને મદદ કરવા થકી ઊભાં થાએલાં ફંડની બાકી જે આએ ધર્મખાતાં મુધે આપીછે તેનું ખાતુ" એવાં નામથી જુદું ખાતું પાડી તેનું બ્યાજ વાપડવા, અથવા તો ખોદા ન કરેને કોઇબી પ્રકારની આશમાંની અથવા સુલતાંની આફત ઇરાંનના જરથોસ્તીઓ ઊપર આવી પડે તો તેવે વખતે મજકુર મુદલ નાણુંબી ખરચવાની સરતથી આપ્યા હતા. એ ફંડના સંબંધમાં મુંબઇ મધે મજકુર શેઠ ગોદરેજ મેહરબાંનની પેહડીના ભાગીઆ શેઠ અરદેશર મેહરબાંન ઇરાંનીએ તથા યઝદમાં શેઠ કેખશરૂ મેહરબાંને તથા અબુશેહર ખાતે શેઠ પોલાદ તીરંદાઝે તથા બંદરઆબાસ ખાતે શેઠ ખુસરૂ મેહરબાંને ઘણીજ જેહમત ખેંચી બની આવી તેટલી મદદ કીધી હતી. એ ઊપલાં બંધે ફંડોની મદદથી ૧૮૭૧ ના અકટોબરથી તે ૧૮૭૨ ના માર્ચ સુધીમાં ઇરાંનથી ૫૯૨) જરથોસ્તીઓ સલાંમત મુંબઇ આવ્યાં હતાં, તથા ૫૯) જણાં દરીયામાં મરણ પામ્યાં હતાં, અને ૯૮) જણાં મુંબઇ આવ્યા પછી તરત મરણ પામ્યાં હતાં.

ઊપર મુજબ અતરે જે લાચાર ઇરાંનીઓ નીકલી આવ્યા તેઓને ચોપાતીની મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠવાલી ધર્મશાલામાં રાખી તેમની અતરેનાં નાદારેસ ઇરાંનીઓનાં ફંડ મધેથી પરવરસી કરવામાં આવી હતી, અને તેઓની તકેદારી તથા ધર્મશાલાના કારોબાર ઊપર વધારે બારીકીથી ધ્યાંન આપવાને તરસ્ટી સાહેબોએ તા૦ ૧૫ મી જુલાઇ ૧૮૭૧ ને દીને શેઠો બહમનશાહ કાવશજી વકીલ, શોરાબજી પાલણજી દાલીમેહરજીના, નવરોજજી હોરમજજી કાબરાજી, રતનજી બહમનજી દુબાશ, અને માણેકજી ફરાંમજી માપલાની એક કમીટી નેમી હતી. વળી એ કમીટીને શેઠો બરજોરજી પાલણજી દાલીમેહરજી, પીરોજશાહ શેહરીઆરજી ભરૂચા, પાલણજી શાપુરજી ફીટર, તથા બહમનજી બેહરાંમજી પટેલે પોતીકી જાતી ઘણી સારી મદદ કીધી હતી. એ ઊપરાંત ઓરતો અને છોકરાંઓની ઘર સંસારી કેળવણી આપવામાં શેઠ બહમનશાહ કાવશજી વકીલનાં ધણીઆંની બાઇ મોટીબાઇ તથા શેઠ દાદાભાઇ નવરોજજી પ્રોફેસરનાં માતાજી બાઇ માણેકબાઇએ પણ પોતાની અતી ઘણી કીમતી મદદ આપી હતી. વળી એ ધર્મશાલામાં જગાની તંગીને લીધે વધારે માણશો આવી પડે તો તેમનો સમાવેશ કરવાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ ધર્મશાલાના કંપાઊંડમાં માલ સાથનું એક બીજું મકાન બંધાવી આપી તે તા૦ ૧૫ મી જુન ૧૮૭૨ ને દીને તરસ્ટીઓને સ્વાધીન કીધું હતું. એ મકાન બંધાઇ તૈયાર થાય તેટલાં ધર્મશાલાની પડોસગાંની મરહુમ શેઠ શોરાબજી વાછાગાંધીની દરેમેહરને લગતા ઓટલા તથા માલ ઊપર ઇરાનીઓને રાખવાને એ દરેમેહરના મુતવલીઓએ પરવાંનગી આપી હતી. વળી એ ધર્મશાલાની મરામત કરવાની જરૂર પડવાથી તેમાંથી સર્વે ઇરાંનીઓને ખાલી કરાવી તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૨ થી કોટમાંની મરહુમ માણેકજી શેઠની વાડીમાં તેના મુતવલી શેઠ મેહરવાંનજી માણેકજી શેઠની પરવાંનગીથી લાવી રાખ્યા હતા.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ ધર્મશાલામાંના દરદી ઇરાંનીઓની દવાદારૂ તથા માવજત કરવાને સાત માસ સુધી દર માસે રૂ૪૦૦), તથા મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં ચેરીટી ફંડના તરસ્ટીઓએ એક લાયક તબીબને વરસાંણુ આપવાને રૂ૫૦૦) ભેટ મોકલ્યા હતા. વળી એ લાચાર ઇરાંનીઓની પરવરસી કરવાના ખરચમાં શેઠો દીનશાહજી માણેકજી પીટીટ તથા નશરવાંનજી માણેકજી પીટીટે એક વરસ સુધી દરેકે દર માસે રૂ૧૨૫) ની રકમ, શેઠો બહમનજી જીજીભાઇ તથા એદલજી માણેકજી કોલાબેવાલાએ છ માસ સુધી દરેકે દર માસે રૂ૧૦૦), તેમજ શેઠો કાવશજી દીનશાહજી એડનવાલા, હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆ, નશરવાંનજી નવરોજજી બોદ, અને દાદાભાઇ બેજ-

૧૮૪૯ માં સુરત મધે રૂસ્તમપરાના ભગરીઆ મોબેદોએ બાહંબાર, મુકતાદ, વગેરે સવાબનાં કામો તે તરફ કરવાને ઉભાં કરેલાં ફંડનાં મુંબઈ મધે ભરાયલાં નાણાં વસુલ કરવાને એવણને એઓના તરફથી ઠેડવ્યા હતા, અને તે પછી ૧૮૫૭ થી એમની સાથે શેઠ કુવરજી હોરમજજી ભાભાને નેમ્યા હતા. એ અધિકાર એવણે પોતાનાં મરણ સુધી ચલાવ્યો હતો. ગંદેવીની શેઠ કાવશજી જહાંગીરજી રેડીમનીવાલી ફ્રી સ્કુલના તથા એજ શેઠનાં નામનાં ધર્મનાં દવાખાંનાના એવણ શેઠ અરદેશર ફરાંમજી મુસ સાથે પોતાનાં મરણ સુધી તરફથી તથા માનેજર હતા. મુંબઈમાં આગલા વખતમાં નશેશાલાર તથા બાંધીઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એવણે ઘણીક રીતે પોતીકી જાતી મદદ આપી હતી, તથા ફુલે જરથોસ્તી રવાનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ ઈ૦ સ૦ ૧૮૬૦ માં અતરે સ્થાપ્યું ત્યારથી નશેશાલાર તથા બાંધીઆઓ ઉપર દેખરેખ રાખવાને પંચાત તરફથી નેમેલી કમીટીના એવણ એક અધિકારી હતા. એ ઉપરાંત બીજાં પ્રજા ઉપયોગી કામોમાં એવણ સારી આગેવાની લેતા હતા.

---

તા૦ ૫ મી જુન.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "ખોદાબખસ" નામના એક નાટકની ચોપડી રચી પ્રગટ કીધી હતી.[૧]

---

તા૦ ૬ થી જુન.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—બરજોરજી ભીખાજી શહીંઆર—ઉમર વર્ષ ૭૩). એ૦ ભીખાજી જામાસપજી શહીંઆરના દીકરા. એવણ પ્રથમમાં અહમદનગર મધે વકીલાતનું કામ કરતા હતા. તે પછી સરકારી નોકરીમાં રહયા હતા. ઈ૦ સ૦ ૧૮૨૬ માં અહમદનગર મધે પેહલવેહલું દોખમું બંધાવવાની આગેવાની એવણે બીજાઓ સાથે લીધી હતી, તથા તે માટે સરકાર પાસેથી તા૦ ૧ લી ડીસેમબર ૧૮૨૬ ને દીને મુફત જગા મેલવી હતી. સરકારી નોકરીમાં વખતાં એઓ ૧૮૪૦ થી અહમદનગર જીલ્લામાં જુદે જુદે ઠેકાણે મુનસફ નેમાયા હતા. તે બાદ ૧૮૪૬ માં ધુલીઆના મુનસફ, ૧૮૫૦ માં શોલાપુરના સદરઅમીન, ૧૮૫૫ માં નાશકના સદરઅમીન, ૧૮૫૭ના જુન માસમાં સુરતના પ્રીનસીપાલ સદરઅમીન, અને એજ શાલના ડીસેમબર માસથી અહમદનગરના પ્રીનસીપાલ સદરઅમીન નેમાયા હતા. ૧૮૫૯ માં મુનસફના ઓહ્દાની પરીક્ષાના સદર અદાલતના જડજોએ એવણને એક પરીક્ષક નેમ્યા હતા. ૧૮૬૨ માં અહમદનગર મધે ઘણી મોઘવારી ચાલી તે વેળાએ લોકોનું સંકટ ટાલવામાં એઓએ ઘણી મદદ કીધી હતી. તા૦ ૧ લી સપટેમબર ૧૮૬૩ ને દીનથી એવણે પેનશન લઈ સરકારી નોકરી છોડી તે વેળાએ અહમદનગરના શેઠ સાહુકારો તથા રૈયતે એમને માનપત્ર આપ્યું હતું. ઓહ્દો છોડયા પછી પણ એઓ અહમદનગર મધેજ રહયા હતા, અને ત્યાંની મ્યુનીસીપાલીટીના એક કમીશનર તરીકે સરકારે કેટલાંક વર્ષો સુધી એમને નેમ્યા કીધા હતા. ૧૮૬૫ માં પુણાંની પારસી ડીસ્ત્રીકટ માટરીમોનીઅલ કોરટના નામદાર સરકારે એવણને એક ડેલીગેટ નેમ્યા હતા. છેલ્લા નવ માસ થયા એવણ પોતાનાં જન્મ વતન નવસારી મધે જઈ રહયા હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા. એઓનાં મરણથી અહમદનગરના સર્વે લોકો ઘણા દલગીર થયા હતા, અને જરથોસ્તીઓએ પોતાને ખરચે એમનું ઉઠમણું પણ કરાવ્યું હતું.

---

તા૦ ૮ મી જુન.

ભરૂચ વર્તમાન પત્રના અધીપતી શેઠ શોરાબશાહ દાદાભાઈ મુનસફનાએ ભરૂચ મધે ફુલપાવર માજીસ્ટ્રેટની કોરટમાં એક મુકદમામાં શાક્ષી આપતી વખતે "જયારે તેમને ધારા મુજબ જંદ અવસતાની ચોપડી હાથમાં આપી તે ઉપર શોગંદ લેવા કહયું ત્યારે તેવણે તેમ કરવાને ના પાડેઉં હતું, અને તેનાં કારણમાં તેવણે જણાવેઉં હતું કે એ પુશતકને તેઓ પરમેશવર તરફથી ઉતરેલું માનતા નથી. જયારે કોરટ તરફથી તેમને પુછવામાં આવેઉં કે તેઓ બીજો કયો ધરમ માંનેછે, તીઆરે તેઓએ જણાવેઉં હતું કે જાણીતા ધરમોમાંથી તેઓ કોઈ પણ ધરમ માનતા નથી, પણ ફકત "ડીઈઝમ" ઇઆને દીલથી એક ખોદાને માંનવા ઉપરજ તેમનો એતેકાદ છે. કેટલીક તકરાર થએઆ પછે અંતે કોરટે તેમને શોગંદ આપવાનું માંડી વાલેઉં હતું, અને એટલીજ કબુલાત લીધી હતી કે તેઓએ જે બોલવું તે સાચુંજ બોલવું."[૨]

---

નજી કાતરકે એક વર્ષ સુધી દરેકે દર માસે રૂ૫૦) આપ્યા કીધા હતા. વળી એ ફંડમાં મદદ કરવાને શેઠ બહમનશાહ કાવશજી વકીલે ૧૮૭૨ ના જાનેવારી માસમાં ભરૂચ તથા સુરત મધે ભાષાણો કરી રકમો ભરાવી હતી, તથા મુંબઈ મધે પણ એજ માસમાં મરહુમ સર જમશેદજીવાલા એલાફીબાગ, ફરાંમજી કાવશજી ઇનસ્ટીટયુટ, કામાબાગ, માણેકજી શેઠની વાડી, અને ભીંડી બજારની મરહુમ શેઠ નશરવાંનજી હીરજી કરાંનીની દરેમેહરમાં ભાષાણો કીધાં હતાં, જેની અસરથી મુંબઈ મધે રૂ૧૨૭૭૭)રા, સુરત ખાતે રૂ૨૭૭૩), ભરૂચ મધે રૂ૯૫૯), કલકતા મધે રૂ૧૩૪૧), એડન મધે રૂ૬૬૯), વરોદરા ખાતે રૂ૧૪૦ા, નવસારી ખાતે રૂ૭૦૦), વલસાડ મધે રૂ૧૨૮૩), ઊરન મધે રૂ૧૦૨૫), લાનોલી ખાતે રૂ૧૧૩), અને થાણામાં રૂ૨૬૮) ભરાયા હતા. એ સઘળાં ભરાયલાં નાણાં મધેથી ઇરાંનીઓની પરવરસી તથા તેઓને કપડાંચપડાં તથા દવાદારૂ વગેરે બાવજત કરવામાં આવી હતી.

૧ "ખોદાબખસ. નાટક તરણ અંકી. જોરાસતરીઅન નાટક મંડલીને સારૂં. બનાવનાર, એદલજી જમશેદજી ખોરી. મુંબઈ, જામે જમશેદ પરેસ. સને ૧૮૭૧."

૨ ગુજરાત મિત્ર, તા૦ ૧૮ મી જુન ૧૮૭૧.

એ "ભરૂચ વર્તમાન" પત્ર ઈ૦ સ૦ ૧૮૬૧ થી આ૦ પેશતનજી રૂસતમજી ભરૂચા વાંદરાનાએ શોળાપર છપાતું દર અઠવાડીએ પ્રગટ કરવા માડયું હતું. તે ઈ૦ સ૦ ૧૮૮૫ સુધી ચાલ્યું હતું, અને તેના અધીપતી તરીકે લાંબી મુદત સુધી શેઠ શોરાબશાહ દાદાભાઈ મુનસફના હતા.

### તા૦ ૧૪ મી જુન.

શેઠ દાદાભાઇ કાવશજી અખબારે સોદાગરવાલાએ તમાંમ અવસ્તાનું એક મોટું દફતર ગુજરાતીમાં ચાર ભાગોમાં છાપી પ્રગટ કીધું હતું.[1] તેના પેહલા ભાગમાં તમાંમ ખોરદેહ અવસ્તા, બીજા ભાગમાં ધાહંબાર અને જશનોના દાહડાઓપર બાજ ઇજવાના અવસ્તા તેની ક્રિઆ વગેરે, ત્રિજા ભાગમાં આખી ઇજિશને તથા હાદોખ્ત અને વીસ્તારપ યષ્તનાં મોજુદ રહેલા અવસ્તા વગેરે, અને ચોથા ભાગમાં આખો વંદીદાદ છાપેલો છે.

---

### તા૦ ૨૩ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

બીલીમોરાનાં રેલવે સ્ટેશન આગલ પારસીઓને બીસામો લેવા તથા પાણી પીવા સારૂં એક મકાંન શેઠ દાદાભાઇ નશરવાંનજી બીલીમોરીઆએ પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી ફકીરજી ચાવલનાં પુનને સારૂં બંધાવી ધર્મ ખાતે આપ્યું હતું.[2]

---

### તા૦ ૨૫ મી જુન.

ફારસી ભાષા મુંબઇની યુનીવરસીટીમાં દાખલ થવાથી સુરતવાલા શેઠો નરહર ગદાધર ફડકે, બી. એ. અને શોરાબશાહ બેહરાંમજી ડાકટરે એ ભાષા શિખનારાઓને માટે ફારસીની પેહલી ચોપડી ઇંગ્રેજીમાં રચી પ્રગટ કીધી હતી.[3]

---

### તા૦ ૧ લી જુલાઇ.

શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાએ ભીંડીબજાર-ના બટા ઉપર કાંદાવાલા મોહલામાં જરથોશ્તી છોકરીઓની એક નિશાલ પોતાને ખરચે આજ દીનથી ઊંઘાડી હતી.[4]

---

### તા૦ ૫ મી જુલાઇ.

રોજ ૧૭ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—પાલણજી હીરજીભાઇ બાટલીવાલા—(ઉમર વર્ષ ૭૫) એવણ પ્રથમમાં સુરતથી અતરે આવી એક નાહની પરચુટણ સામાનની દુકાન માડી બેઠા હતા. તે પછી વધતાં વધતાં ઇંગ્રેજી અશબાબ તથા દારૂકામનો મોટો વ્યાપાર પ્રથમ પોતે એખલાએ અને તે પછી ઇ૦ સ૦ ૧૮૫૧ થી પોતાના બેશી શેઠ બેહરાંમજી કાવશજી બાટલીવાલા સાથે ભાગમાં "બેહરાંમજી અને પાલણજીની કુંપની" નાં નામથી કરવા માડયો હતો. એ બાદ ૧૮૬૦ માં તે ભાગ છોડવી પોતાના છોકરાઓને શામેલ કરી "પાલણજી હીરજી સનસ" ને નામે વહીવટ ચાલુ રાખ્યો હતો.

---

૧ "આએ કેતાબ ઇઅજદાંની બેહેતર સેતાએશ અને બરતર નીઆએશ પઢવાનાં અને ઇજવાનાં તમાંમ અવસતા. માજદીઅશની દીનનાં શાહેઓને પઢવાને વાશતે કમતરીન ખાકશાર બેહેદીન દાદાભાઇ કાવશજીએ મુમબઇનાં અખબારે શોદાગર તથા શમાચાર દરપણ છાપખાંનાંમો છાપેઆછે. શને ૧૨૪૦ ઇઅજદજરદી."

૨ એ મકાંન ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શી દાદાર હોરમજની મદદ હોજો

"આએ પાંનીનો મુકામ બેહેશતનશીન નશારવાંનજી
"ફકીરજી ચાવલના છોકરા દાદાભાઇએ પોતાના બાવા નશાર-
"વાંનજી ફકીરજીનાં પુનને શારૂં કુલ જરથોશ્તીઓને વાપરવા
"શારૂં બંધાવેઓછે. શને ૧૨૪૦ ઇઅજદેજરદી. શવંત
"૧૯૨૭ નાં. શને ૧૮૭૧. રોજ ૫ મો માહા ૧૦ મો.
"તારીખ ૨૩ મી જુન આખાડ શુદ ૫ ને વાંર શુકરે."

૩ "**First Book of Persian. For the use of beginners. By, Narahar Gadadhar Phadake, B.A. and Sorabshaw Byramji Doctor. Surat: printed at the Irish Presbyterian Mission Press by William Raymond, 1871.**"

૪ એ નિશાલ શેઠ મેહરવાંનજીએ પોતાના મિત્ર શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની ભલાંમણ ઊપરથી ઊંઘાડી હતી, અને તેનો શરૂઆતનો સર્વે ખરચ તથા ફરનીચર વગેરે પોતાને ખરચે મુકાવ્યું હતું. એ ઊપરાંત તેના ખરચને માટે દર માસે રૂ૭૫) થી ૮૦) સુધી પોતાની ગીરોથી આપતા હતા. એ નિશાલનો વહીવટ ચલાવવા માટે શેઠ મેહરવાંનજીએ પ્રથમથીજ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીને સરનશીન, શેઠ જાંગીરજી હોરમજજી પંથકીને શેક્રેટરી, તથા શેઠો માણેકજી કાવશજી તાડીવાલા, માણેકજી ખરશેદજી માસીના, અને પાલણજી મેહરવાંનજી બોખરીની એક કમીટી નેમી હતી. એ પછી ઇ૦ સ૦ ૧૮૭૩ માં શેઠ મેહરવાંનજી બેહશતનશીન થયા તે વેળાએ કાંદાવાલા અને ભરૂચા મોહલાના જરથોશ્તીઓએ તેવણના બેટા શેઠ અરદેશર મેહરવાંનજી શેઠના પર એક દીલાસા પત્ર મોકલ્યો હતો, જેના જવાબમાં શેઠ અરદેશરે પોતાના પીતાએ ઊંઘાડેલી મજકુર નિશાલને મનમાનતા પાયા ઊપર લાવવાની ઊમેદ બતાવી હતી. અને તે મુજબ શેઠ અરદેશરે ઇ૦ સ૦ ૧૮૭૮ માં પોતાનાં મરણ સુધી તે પોતાને ખરચે ચલાવી હતી. એ બાદ ૧૮૭૮ થી તે એવણના ગાદીવારસ શેઠ જાલભાઇ અરદેશર શેઠ ચલાવેછે, અને તેને હજુ સુધી મરહુમ શેઠ મેહરવાંનજીનુંજ નામ આપેલુંછે. ઇ૦ સ૦ ૧૮૭૮ થી એમાં શિખતી શકતિવાલાં માબાપોની છોકરીઓ પાસેથી દર માસે રૂ૦॥ ની ફીઇ લેતી કીધી હતી, તથા ૧૮૮૧ થી અતરેનાં સરકારી કેળવણીખાતાંમાં એ નિશાલ રેજીસ્ટર કરી તેને સરેશતા પ્રમાણેની ગ્રાંટ-ઇન-એડ મલતી થાઇ હતી, અને પેટ્રન શેઠ જાલભાઇ દર માસ રૂ૩૫) ની મદદ કરતા આવેછે. ૧૮૮૬ માં એ નિશાલના શેક્રેટરીનો ઓહદો શેઠ જાંગીરજી હોરમજજી પંથકીએ છોડવાથી તે ડાકટર હીરજીભાઇ જમશેદજી અપુને આપવામાં આવ્યો હતો, જેઓ હજુ સુધી તે કામ ચલાવેછે, તથા સરનશીન શેઠ શોરાબજી શાપુરજી બંગાલી ૧૮૯૩ માં બેહસ્તનશીન થવાથી તેમની જગોપર પેટ્રન શેઠ જાલભાઇ અરદેશર શેઠને સરનશીન પણ મુકરર કીધા હતા. એનો વહીવટ કરનારી ઊપલી કમીટીમાં અવારનવાર શેઠો પેશતનજી નવરોજજી ભરૂચા મોવડાંવાલા, નાનાભાઇ બહમનશાહ મારશલના, કાવશજી બેજનજી ગોરવાલા, અને પેશતનજી કાવશજી અસલાજી ભરૂચા શામેલ થયા કીધાછે. એ નિશાલનો લાભ હંમેશાં આસરે ૧૦૦ છોકરીઓ લેતી આવેછે.

તા૦ ૧૨ મી જુલાઇ.

રોજ ૨૪ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—પેશતનજી રૂસતમજી માસ્તર[1]—ઉમર વર્ષ ૭૫) શેઠ રૂસતમજી હોરમજજી ગાંધીના દીકરા. એવણ પ્રથમમાં ઇંગ્રેજોની કલબમાં બાલીઆર્ડના માસ્તર હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૨૯ માં શેઠ કાવશજી ફરામજી માસ્તર સાથે ભાગમાં "કાવશજી એંડ પેશતનજી" ને નામે ઇંગ્રેજ બજારમાં વીલાયતી અશબાબ તથા દારૂકામની એક મોટી દુકાંન ઉઘાડી હતી. એ પછી તા૦ ૨૫ મી નવેમબર ૧૮૪૨ ને દીનથી શેઠ કાવશજી સાથે ભાગ છોડવી એખલા પોતાને નામે વહીવટ ચાલુ રાખ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૪૬ માં એવણે વાંદરા મધે છાસટી જવાના રસતા ઉપર એક કુવો બંધાવી પ્રજાને વાપડવાને ઓપ્યો મુકયો હતો.

તા૦ ૧૩ મી જુલાઇ.

સુરત જીલ્લાનાં ચોકલી તાલુકાના અવલ કારકુન શેઠ પેશતનજી બરજોરજી મેહતાને નામદાર સરકારે તે જીલ્લાના બીજા વર્ગના સબારડીનેટ માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[2]

તા૦ ૧૪ મી જુલાઇ.

રોજ ૨૬ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—હોરમજજી શેરાબજી બારભાએઆ[3]—ઉમર વર્ષ ૫૮) શેઠ શેરાબજી કાવશજી બારભાએઆના વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૩૦ થી ચીન મધે પોતાના બાપની પેઢીપર શેઠ કાવશજી સાપુરજી લંગડાની સાથે વ્યાપાર કરતા હતા. તે પછી અતરે આવી પોતાને હીસાબે વ્યાપાર ચલાવ્યો હતો.

તા૦ ૧૪ મી જુલાઇ.

નડીઆદ હાઇ સ્કુલના હેડ-માસ્તર શેઠ રતનજી સાપુરજી ગાંધીઆને માહીકાંઠાના ડેપુટી એજયુકેશનલ ઇનસપેકટર, તથા શેઠ જમશેદજી અરદેશર દલાલ, એમ. એ; એલ. એલ. બી. ને નડીઆદ હાઇ સ્કુલના હેડ-માસ્તર નેમ્યા હતા.[4]

તા૦ ૧૬ મી જુલાઇ.

રોજ ૨૮ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી પેશતનજી મોતીવાલા[5]—ઉમર વર્ષ ૫૧) શેઠ પેશતનજી જમશેદજી મોતીવાલાના વડા દીકરા. એવણ લાંબી મુદત સુધી ચીનમાં દલાલીનું કામ કરતા હતા, તથા હાંગકાંગથી અતરે આવતાં પીનાંગનું બાર મુકયા પછી દરીઆમાં મરણ પામ્યા હતા.[6]

તા૦ ૧૭ મી જુલાઇ.

રોજ ૨૯ માહ ૧૦ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—હોરમજજી કાવશજી સુખડવાલા—ઉમર વર્ષ ૧૦૧) એવણ આવડી લાંબી ઉમરે મુંબઇ મધે ચંદનવાડી તરફ મરણ પામ્યા હતા.

તા૦ ૧૯ મી જુલાઇ.

બીરાર જીલ્લાના એક આસીસટંટ કમીશનર દસ્તુર રતનજી જમાસપજી જમાસપઆશાનાને હૈદરાબાદના દીવાંન સર સાલારજંગે પોતાના ખાંનગી શેક્રેટરી તરીકે નેમ્યા હતા.[7]

તા૦ ૨૦ મી જુલાઇ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ શીંધ મધે એક દીવાંનશાળા બાંધવાને સરકારમાં રૂ૫૦૦૦૦) ની રકમ ઇ૦ સ૦ ૧૮૬૮ માં આપી હતી, તે દીવાંનશાળ બંધાઇ તૈયાર થવાથી "કાવશજી જાંહગીર એસાએલમ ફોર લ્યુનાટીક્સ" નાં નામથી ખોલી મુકવામાં આવી હતી.[8]

---

૧ મરહુમ શેઠ ધનજીભાઇ પેશતનજી માસ્તરના બાવા.

૨ બામ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૧૩ મી જુલાઇ ૧૮૭૧.

૩ શેઠ માણેકજી હોરમજજી બારભાએઆના બાવા. એવણના બાવા શેઠ શેરાબજી કાવશજી પટેલ આએ સદીની શરૂઆતમાં સુરતથી અતરે આવી શેઠ પ્રેમજી ભવાનીદાસ બારભાએઆ (કે જેઓનું કુટુંબ તથા પેઢી ભાઇઓ અને પિતરાઇઓ મળી બાર ભાગયાઓની હતી) ની નોકરીમાં રહયાથી બારભાએઆની અટકથી ઓળખાતા હતા. તેઓની તરફથી તેમના આડતીઆ તરીકે એઓ પહલેવહેલા ઇ૦ સ૦ ૧૮૨૦ માં ચીન ગયા હતા, અને ત્યાં લાંબી મુદત સુધી વ્યાપાર તથા આડતનું કામ ચલાવ્યું હતું.

૪ બામ્બે ગેજેટ, તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૭૧.

૫ શેઠ ડોસાભાઇ રૂસતમજી મોતીવાલાના બાવા. એવણના એક બીજા ભાઇ શેઠ એદલજી પેશતનજી મોતીવાલા પણ લાંબી મુદત સુધી ચીનમાંજ રહી દલાલીનું કામ કરતા હતા. એઓના બાવા શેઠ પેશતનજી જમશેદજી મોતીવાલા પણ ઘણી લાંબી મુદત સુધી ચીન મધે વ્યાપાર તથા દલાલીનાં કામમાં પડેલા હતા.

૬ એવણનાં મરણની યાદદાસતને માટે એમના બેરીઓ તથા મિત્રોએ મળી હાંગકાંગ ખાતે જરથોસ્તીઓને જુગિદા કરવાની જગાપર એક મીનારો ઊભો કરી તેપર નીચે પ્રમાણે લેખ કોતરાવેલો છે:—

"Sacred to the memory of the late Rustomjee Pestonjee Motiwalla who departed this life at sea, on the 16th day of July 1871 on board the P. & O. Str. "Khedive" when on his way home. This tablet is erected by his relatives and friends as a token of their respect and esteem. *Aged 51 years.*"

૭ બામ્બે ગેજેટ, તા૦ ૧૯ મી જુલાઇ ૧૮૭૧.

૮ બામ્બે ગેજેટ, તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૭૧.

આ દીવાંનશાળા બાંધવા માટે શેઠ કાવશજીએ તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૬૮ ને દીને સરકારના શેક્રેટરી જોગ એક કાગજ લખી જણાવ્યું હતું કે સર અલેકઝાંડર ગ્રાંટ

### તા૦ ૨૧ મી જુલાઈ.

શેઠ રૂસ્તમ ગોસ્તાસ્પ ઈરાંનીએ "ચતરીકા" નામના એક કીસ્સાનું ગુજરાતીમાં પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[1]

---

### તા૦ ૨૩ મી જુલાઈ.

રોજ ૫ માહ ૧૧ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી હોરમજજી વાડીઆ—ઉમર વર્ષ ૬૨) શેઠ હોરમજજી બહમનજી વાડીઆના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપનાં બ્યાપારનાં કામમાં શામેલ હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૬ માં બાપનાં મરણ બાદ પોતાના ભાઈઓ શેઠો બહમનજી અને અરદેશરની સાથે મળી "બી. એંડ એ. હોરમજજી" નાં નામથી બ્યાપાર ચલાવવા માંડયો હતો. એઓની પેહડીનાં "ચારલસ ફારબસ" તથા "લવજી ફેમીલી" નામનાં બે મોટાં વાહણો હતાં. ઈ૦ સ૦ ૧૮૪૮ માં એવણે પોતાનો ભાગ છોડવી એકાંત જીંદગી ગુજારવી શરૂ કીધી હતી. પોતાના બાપની નઈએતે ઈ૦ સ૦ ૧૮૩૦ માં મુંબઈ મધે ચંદનવાડીના રસ્તા ઉપર બંધાવેલાં શેહનશાહી આતશ બેહેરાંમનાં કામમાં એવણ પણ પોતાના ભાઈઓની સાથે શામેલ હતા.

---

### તા૦ ૨૭ મી જુલાઈ.

ઈંગલાંડ મધે કેનશીંગટન ખાતે ઈ૦ સ૦ ૧૮૭૨ માં ભરાનારાં પ્રદર્શણમાં આ મુલાકને લગતી જીનસો પસંદ કરી મોકલવા સારૂં નામદાર સરકારે ૧૮) ઈંગ્રેજ, ૨) હિંદુ, અને ૩) પારસી, (હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ., હાનરેબલ બેહેરાંમજી જીજીભાઈ અને ખાંનબાહદુર પદમજી પેશતનજી) ની એક કમીટી નેમી હતી.[2]

---

### તા૦ ૨૮ મી જુલાઈ.

દફતર આશકારા છાપાખાનાંના માલેકો મેશરસ બેહેરાંમજી ફરદુનજીની કુંપનીએ "ફ્રાન્સ અને જરમની વચ્ચેની લડાઈ" ની તવારીખ ગુજરાતી ભાષામાં શેઠ એદલજી જમશેદજી ખોરી પાસે લખાવી તેનું એક પુસ્તક ચિત્રો સાથે છુટા ભાગોમાં પ્રગટ કરવા માંડયું હતું.[3]

---

### તા૦ ૨૯ મી જુલાઈ.

રોજ ૧૧ માહ ૧૧ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—આદરજી કાવશજી બામોટ—ઉમર વર્ષ ૫૨) એવણનું બાહેરકોટ ખાતે "કેબીનેટ મેકર" નું મોટું કારખાનું હતું. મુંબઈમાં આગલા વખતમાં નશેબાજાર તથા ખાંનાઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એવણે ઘણાક રીતે પોતાકી જાતી મદદ આપી હતી, તથા કુલે જરથોસ્તી રવાંનાને અવલમંજલ પોંહચાડવાનું ફંડ ઈ૦ સ૦ ૧૮૬૦ માં અતરે સ્થપ્યું ત્યારથી નશેબાજાર તથા ખાંનાઆઓ ઉપર દેખરેખ રાખવાને પંચાત તરફથી નેમેલી કમીટીના એક અધિકારી હતા. બાહેરકોટ મધે ગરીબ જરથોસ્તીઓનાં બાળકોને મુફત કેળવણી આપવાને એવણે પોતાને ખરચે તા૦ ૧ લી આપરેલ ૧૮૬૫ થી નવ માસ સુધી એક નિશાલ ચાલુ કરાવી હતી.

---

### તા૦ ૧ લી આગસટ.

અતરેની સરકારી એંગલો વર્નાક્યુલર સ્કુલના માજી હેડ-માસ્ટર શેઠ નશરવાંનજી ખરશેદજી નાનજીએ આજ દીનથી ચંદનવાડીના લેટા ઉપર "ચંદનવાડી હાઈ સ્કુલ"

---

બારોનેટે મને ભલાંમણ કરવાથી સીવ મધે એક દીવાંનશાળા બાંધવા તથા તેને ફરતો એક મોટો બાગ બનાવવા માટે રૂ ૩૫૦૦૦૦) ની રકમ સરકારમાં આપવાને ખુશીછું, એવી સરતથી કે તેમાં જોઈતી બીજી રકમ સરકારે ઉમેરવી, તથા તે ખાતું હમેશાં નીભાવવા તથા તેમાં તબીબ વગેરે રાખવા તથા મકાંનની મરામતનો ખરચ સરકારે કરવો. એના જવાબમાં સરકારના શેક્રેટરી મી૦ એચ. આર. એસ. વાઈલીએ તા૦ ૧૮ મી જુલાઈ ૧૮૬૮ ને દીને શેઠ કાવશજીને લખી જણાવ્યું કે હિંદુસ્થાંનની વડી સરકાર તરફથી ઉપલી તમારી માગણી વિષે મંજુરીઆત મલીછે, જેથી સરકાર ઉપલી તમારી સરતો કબુલ રાખવાને ખુશીછે, અને એ દીવાંનશાળાને તમારૂં નામ આપવામાં આવશે. આ ઉપરથી શેઠ કાવશજીએ તા૦ ૨૯ મી જુલાઈ ૧૮૬૮ ને દીને રૂ૫૦૦૦૦) નો ચેક સરકારી તીજોરીમાં ભરયો હતો, અને ડીજેમબર માસમાં સરકારે તે મકાંનનો પલાંન શેઠ કાવશજીને જોવા માટે મોકલ્યો હતો. એ પછી શેઠ કાવશજીએ સરકારને સુચનાં કીધી કે "દીવાનાંઓને એ હાસ્પીટલમાં ગાવા અને વગાડવા શીખવવું, જેથી તેઓ શાંત રહે, અને જ્યારે સુધોમાં આવે ત્યારે તેઓને ઉપલા બાગમાં ફરતા રાખવા. જેમ બને તેમ તેઓને ફુલવવાને જુદી જુદી બાબદો ઉપર તેઓનું ધીઆંન ખેંચવું. આવી ગોઠવણથી તેઓ સુધોમાં આવી શકશે, બાકી તેમને અગસથા નાખી મેલવા એ તેઓને ગોએઆ તુરંગમાં રાખવું સરખું છે." એ બાદ ૨॥ વર્ષે ઉપલી દીવાંનશાળા તૈયાર થવાથી તે વપડાસમાં લીધી હતી. એ દીવાંનશાળા એક મોટા કંપાઊંડમાં જુદાં જુદાં ફરતાં નાહનાં નાહનાં મકાંનો બાંધી કરેલીછે. તેમાંનાં કોઈપર કંઈ લેખ અથવા તખ્તી મારેલી નથી.

[1] ચતરીકા, અથવા ચીનના પાદશાહ ને મગરેબની શાહનશાહજાદીનો કીસો. અસલ ઉપરથી સુધારી તથા ઘણાએક ફેરફાર સાથે બનાવેલી. છપાવનાર—બાહરેદાનેસ, કબીર કાબ્ય, ગોપીચંદ આખીઆંન ઈતી૦ પ્રગટ કર્તા. ઈમપીરીઅલ પ્રેસ. મુંબઈ. સને ૧૮૭૧."

[2] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૭૧.

[3] "ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઈની તવારીખ. ચિત્રો સાથે. ભાગ ૧ લો. લખનાર, એદલજી જમશેદજી ખોરી. મુંબઈ દફતર આશકારા છાપાખાનાં મધે બેહેરાંમજી ફરદુનજીની કંપનીએ છાપી પ્રગટ કીધું છે. સને ૧૮૭૧."

એ પુસ્તક ૧૦ ભાગોમાં ૩૪૬ મોટા સફાનું ૧૫૪ ચિત્રો સાથે ઈ૦ સ૦ ૧૮૭૫ માં પુરૂં કીધું હતું.

ને નામે મેટ્રીક્યુલેશનના અભ્યાસ સુધી શિખવવાની એક સ્કુલ ઉઘાડી હતી.[1]

### તા૦ ૬ થી આગશટ.

ભરૂચ મધે ત્યાંની રૈયતને થતા ગેરઇનસાફો સરકારના કાંન ઉપર લઇ જવા તથા રૈયતના હકો ઉપર દેખરેખ રાખવાને "ભરૂચ આશોશીએશન" નામની એક સભા આજ દીને સ્થાપવામાં આવી હતી. એ સભાના શેક્રેટરી તરીકે શેઠ શોરાબશાહ દાદાભાઇ મુનસફનાંને નેમવામાં આવ્યા હતા.[2]

### તા૦ ૭ મી આગશટ.

રોજ ૨૦ માહ ૧૧ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—દસ્તુર રતનજી મનચેરજી કુટાર[3]—ઉમર વર્ષ ૫૮) નવસારીવાલા દસ્તુર મનચેરજી રતનજી કુટારના વડા દીકરા. એવણ નવસારી મધે દસ્તુર પાલણ ફરેદુનવાલી બીજી બેઠકનું માન ઈ૦ સ૦ ૧૮૧૮ થી ધરાવતા હતા.

### તા૦ ૧૦ મી આગશટ.

આજ દીને નવસારી મધે દસ્તુર રતનજી મનચેરજી કુટારનાં ઉઠમણાંમાં સુરતવાલા દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબસાલાણાએ મરનારના વડા બેટા એ૦ જમશેદજી રતનજી કુટારને દારાબ પાલણનાં ખાનદાન તરફથી એક શેમાલ ઓરાડી તેમના બાવાની નવસારીના બીજા દસ્તુરની ખુરસી પર તેમને તખતનશીન કીધા હતા.[4]

### તા૦ ૧૧ મી આગશટ.

**મુંબઇની પારસી પંચાતનાં ફંડના તા૦ ૪ થી નવેમબર ૧૮૬૯ થી તે તા૦ ૨૪ મી અકટોબર ૧૮૭૦ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપખાંનામાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૫૫૫૧૩૮।૨૩ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૮૧૦૭૧૪॥ ની આવક થાઇ હતી, અને ખરચ રૂ૪૬૩૪૫॥।૧ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખેરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૫૮૯૮૬૪)૧॥ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[5] રૂ૬૫૬૭૪॥૭॥ મલી કુલે રૂ૧૨૪૬૬૩૮।।૯ બાકી હતા.**

---

[1] એ સ્કુલમાં તા૦ ૧ લી ફેબરવારી ૧૮૭૩ થી શેઠ બરજોરજી ખરશેદજી સંજાણાને બાગયા કીધા હતા, જેઓ ૧૮૭૭ માં પોતાનાં મરણ સુધી તેમાં શામેલ હતા એ પછી શેઠ નશરવાંનજીએ થોડુંક સુધી એ સ્કુલ પાછી પોતે એકલાએ ચલાવ્યા બાદ તે ૧૮૮૦ માં પોતાનાં મરણની થોડુંક આગમજ "બાંમ્બે હાઇ સ્કુલ" સાથે જોડી નાખી "બાંમ્બે એંડ ચંદનવાડી હાઇ સ્કુલ" નાં નામથી ચાલુ કીધી હતી, જે હજુ સુધી તેજ નામથી શેઠ ફરાંમજી બહમનજી રૂશતનજી માસટર, બી. એ. ની માલેકી હેઠલ ચાલેછે.

[2] મુંબઇ સમાચાર, તા૦ ૧૭ મી આગશટ ૧૮૭૧.

એ આશોશીએશને પોતાની ચાર પાંચ વર્ષની હયાતીમાં મ્યુનીસીપાલ હાઉસ ટેક્ષ, નાન-એગ્રીકલચરલસેસ, ડિસ્ટ્રીક્ટ મ્યુનીસીપાલ આકટ, ભરૂચમાં હાઇ સ્કુલ તથા આસીસટંટ જડજની કોરટ સ્થાપવા, તથા તે જીલ્લાને કલેક્ટરમાં ચડાવવા, વગેરે માટે ઘણીક અરજીઓ કીધી હતી, જેમાં મુખ્ય હાથ શેક્રેટરી શેઠ શોરાબશાહ દાદાભાઇ મુનસફનાનો હતો.

[3] એમનાથી આગમજ એવણના બાવા દસ્તુર મનચેરજી રતનજી કુટાર ઈ૦ સ૦ ૧૭૭૬ થી તે ૧૮૧૮ સુધી, તથા તેની આગમજ તેમના બાવા દસ્તુર રતનજી માણેકજી કુટાર ઈ૦ સ૦ ૧૭૪૮ થી, અને તે આગમજ તેમના બાવા દસ્તુર માણેકજી પાલનજી કુટારે પણ કેટલુંક સુધી નવસારીમાં બીજી બેઠકનું માન મેલવ્યું હતું.

[4] મુંબઇ સમાચાર, તા૦ ૧૨ મી આગશટ ૧૮૭૧.

[5] પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૩૦ ખાતાં ઊપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું ઊમેરાયુંછે. તે એ કે મરહુમ શેઠ દાદાભાઇ માણેકજી વાછાનાં વશીહતનામાંમાં લખવા મુજબ તેમની પુંજી મધેથી પંચાતનાં ફંડમાં આપવા જણાવેલી રકમને પેટે રૂ.૧૧૫૦૦) ની સરકારી નોટ એવણનાં વીચવા તથા વકીલાતણ બાઇ પીરોજબાઇ તથા વકીલો શેઠો શાપુરજી જીવાજી વાછા અને નાનાભાઇ બરજોરજી વાછાએ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૭૦ ને દીને પંચાતનાં ફંડના તરસ્ટીઓના સ્વાધીનમાં આપી તેનું મરનારનાં નામનું જુદું ખાતું પડાવી તેનું બ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં, શેહનશાહી ધાહંબારોનાં, આંધલાપાંગલા જરથોસ્તીઓનાં, સ્વાંનોને અવલમંજલ પોહચાડવાનાં, જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોનાં, તથા મુકતાદને તાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડોમાં વાપડવાનો બંદોબસ્ત કીધા હતો.

એ ઊપરાંત શેઠ માણેકજી એદલજી આલબલેશ તથા બેશીઓએ મરહુમ બાઇ બીખાઇજી તે મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેશનાં બેટી તથા શેઠ કાવશજી મેહરાંમજી લીલાઉવાલાનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૭૦ ને દીને રૂ.૨૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ.૧૦૦૦) નીનું બ્યાજ પંચાતનાં જનરલ ફંડમાં તથા રૂ.૧૦૦૦) નીનું બ્યાજ જરથોસ્તી સ્વાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધા હતો. એમજ મુજબ શેઠ દોરાબજી બરજોરજી કાપરે તા૦ ૬ મી આગશટ ૧૮૭૦ ને દીને રૂ.૬૦૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ.૧૫૦૦) નીનું બ્યાજ પોતાનાં પુનને સારૂં જરથોસ્તી જંદ અવસ્તાની નીશાલોનાં ફંડમાં, રૂ.૧૦૦૦) નીનું બ્યાજ પોતાનાં મરહુમ ધણીઆંનીઓ બાઇઓ ગુલબાઇ તથા ધનબાઇનાં પુનને માટે શેહનશાહી ધાહંબારનાં ફંડમાં, રૂ.૨૦૦૦) નીનું બ્યાજ પોતાના બાવા મરહુમ શેઠ બરજોરજી બીખાજી કાપર તથા માતાજી મરહુમ બાઇ સુખલીબાઇનાં પુનને માટે જરથોસ્તી સ્વાંનોને અવલમંજલ પોહચાડવાનાં ફંડમાં, તથા રૂ.૧૫૦૦) નું બ્યાજ પોતાના ભાઇ મરહુમ શેઠ ખરશેદજી બરજોરજી કાપર તથા બેહનો બાઇઓ બીખાઇજી તે શેઠ કુવરજી શોરાબજી કાપરનાં ધણીઆંની અને રતનબાઇ તે શેઠ મેહરવાંજી કુવરજી કાપરનાં ધણીઆંનીનાં પુનને માટે મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી જંદ પેહલવી મદરેસાનાં

તા૦ ૧૨ મી આગશ્ટ.

દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ પેહલવી ભાષાનાં વ્યાકરણનું એક પુસ્તક ગુજરાતીમાં રચી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો. વળી શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ તથા ફરજંદોએ મરહુમ બાઇ દીનબાઇ તે શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલનાં ધણીઆંનીનાં પુનને માટે તા૦ ૯ મી નવેમબર ૧૮૬૯ ને દીને રૂ.૩૫૦૦) ની સરકારી નોટ આપી તે મધેની રૂ.૫૦૦) નીનું વ્યાજ આંધલા પાંગલા જરથોશતીઓનાં ફંડમાં તથા રૂ.૫૦૦) નીનું વ્યાજ જરથોશતી જંદ અવસ્તાની નીશાલોનાં ફંડમાં તથા રૂ.૨૦૦૦) નીનું વ્યાજ જરથોશતી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં તથા રૂ.૫૦૦) નીનું વ્યાજ મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલી જંદ પેહલવી મદરેસાનાં ફંડમાં વાપડવાનો બંદોબસ્ત કીધો હતો.

એ ઉપરાંત કુલે જરથોશતી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં આરંભ વર્ષમાં નીચે મુજબ રૂ.૧૦૦૦૦) ની બીજી નોટો તેનું વ્યાજ વાપડવાને ભેટ આપી હતી:—બાઇ નવાજબાઇ તે મરહુમ આ૦ બરશોરજી બહમનજી પંથકીનાં બેટીએ તા૦ ૩૦ મી અકટોબર ૧૮૬૯ ને દીને રૂ.૨૦૦૦) ની નોટ પોતાનાં બેટી બાઇ ધનબાઇજી તે શેઠ પીરોજશાહ દાદાભાઇ ભેદવારનાં ધણીઆંનીનાં પુનને સારૂં. શેઠ જાંગીરજી બરજોરજી વાછાએ તા૦ ૧૦ મી નવેમબર ૧૮૬૯ ને દીને રૂ.૧૦૦૦) ની નોટ પોતાના બેટા બાઇ ફરાંમરોજ જાંગીરજી વાછાનાં પુનને સારૂં. બાઇ બીખાઇજી તે શેઠ દોરાબજી પેશતનજી કામાજીનાં ધણીઆંનીએ તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૦ ને દીને રૂ.૧૦૦૦) ની નોટ પોતાના બાવાનાં માસી મરહુમ બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ હીરજીભાઇ કાવસજીનાં બેટી તથા મરહુમ શેઠ બેજનજી હીરજીભાઇ અછાજીનાં વીધવાનાં પુનને સારૂં. બાઇ મીઠીબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી નવરોજજી શેઠનાનાં બેટી તથા મરહુમ આ૦ શોરાબજી નવરોજજી વાછાનાં વીધવાએ તા૦ ૮ થી આપરેલ ૧૮૭૦ ને દીને રૂ.૨૫૦૦) ની નોટ પોતાનાં દીકરી મરહુમ બાઇ માણેકબાઇ તે આ૦ ડોશાભાઇ શાપુરજી વાછાનાં ધણીઆંનીનાં પુનને સારૂં. શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૦ ને દીને રૂ.૫૦૦) ની નોટ પોતાની મજગાંમની વાડી મધે બંધાવેલી દરેમેહર ઇજનવી તેની ખુશાલીમાં. શેઠ પેશતનજી મેહરવાંનજી તબાકુ તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૭૦ ને દીને રૂ.૧૦૦૦) ની નોટ પોતાનાં દીકરી મરહુમ બાઇ રતનબાઇ તે મરહુમ શેઠ હીરજીભાઇ હોરમજજી પસતાકીઆનાં વીધવાનાં પુનને સારૂં. શેઠ હીરજીભાઇ રતનજી મોસતરીએ તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૭૦ ને દીને રૂ.૧૫૦૦) ની નોટ પોતાની ખુશીથી બખશેશ તરીકે. બાઇ બચુબાઇ તે મરહુમ આ૦ એદલજી પાલણજી કુટાર ચોકસીનાં વીધવાએ તા૦ ૨૬ મી માર્ચ ૧૮૬૯ ને દીને રૂ.૧૦૦૦) ની નોટ પોતાના ખાવંદ મરહુમ આ૦ એદલજી પાલણજી કુટાર ચોકસીનાં પુનને સારૂં. શેઠ હોરમજજી પેશતનજી મોટવાલાએ તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૭૦ ને દીને રૂ.૫૦૦) ની નોટ પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ જીવણબાઇ તથા દીકરા મરહુમ શેઠ ડોશાભાઇ હોરમજજી મોટવાલાનાં પુનને સારૂં.

---

તા૦ ૧૯ મી આગશ્ટ.

ગાથા ૨ (૪૦) ૧૨૪૦ યઝદેજરદી.

**મરણ**—બેહરાંમજી હોરમજજી કામાજી[2]. (ઉમર વર્ષ ૪૪). શેઠ હોરમજજી એદલજી કામાજીના નાહના દીકરા. એઓ પ્રથમ તા૦ ૨૮મી અકટોબર ૧૮૪૮ થી પોતાના બાવા એો દાદાભાઇ, મનચેરજી કામાની કું૦ માં ભાગીઆ થયા હતા. તે પછી તા૦ ૬મી નોમબર ૧૮૫૦થી એ પેહડી "દાદાભાઇ હોરમજજી કામાની કું૦" નાં નામથી ચાલુ રહી, અને તા૦ ૨૪ મી અકટોબર ૧૮૬૨થી તે બંધ કીધી હતી. એ પેહડી શીંગાપોર, ચીન, કલકતા, વગેરે મથકોનો વ્યાપાર કરતી હતી. ૧૮૬૨ પછી એઓએ પોતાનાં નામથી ચીન, કલકતા, ઇંગલાંડ, વગેરે નો વ્યાપાર કરવા માડયો હતો, અને લંડન મધે પણ પેહડી ઉંઘાડી હતી. તથા એકવાર પોતે ત્યાં મુલાકાત પણ કરી આવ્યા હતા. આ વખતે અમેરીકાની લડાઇ ચાલતી હોવાથી રૂઇના વ્યાપારમાં એઓએ મોટી દોલત મેળવી હતી, અને તેનો સારો ઉપયોગ કીધો હતો. ૧૮૫૨ માં અતરે કામા ઇનશુરનશ કું૦ કાઢી તેનાં એઓ શેક્રેટરી હતા. ૧૮૫૯ તથા ૧૮૬૦માં કોટનાં ધર્મનાં દવાખાંનાંના એઓ ઓનરરી શેક્રેટરી હતા. તથા તેનાં ફંડમાં ૧૮૬૨-૬૩ માં રૂ.૧૨૦૦૦) ની રકમ આપી હતી. એજ શાલોમાં એઓ અતરેની એલફીનસ્ટન લાંડ કું૦, કોલાબા લાંડ એંડ પ્રેસ કું૦ તથા રાયલ બેંકના ડાયરેકટર હતા. એજ શાલોમાં લાનકેશાયર તથા મદરાજના વાણુકરોના ભુખમરાનાં ફંડમાં એઓએ મોટી રકમો ભરી હતી. તા૦ ૨૮મી ડીસેમબર ૧૮૬૨ ને દીને એઓએ રૂ.૧૦૦૦૦૦) ની સરકારી નોટ તરસ્ટમાં આપી પોતાના બાવા મરહુમ શેઠ હોરમજજી એદલજી કામાજીનાં નામથી એક ધર્મખાતું સ્થાપી તેનાં વ્યાજમાં થી લાચાર ગરીબોની પરવરસી તથા બીજાં અગતનાં ધર્મનાં કામો કરવાનો બંદોબસ્ત કીધો હતો. ૧૮૬૩માં નામદાર સરકારે એઓને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. ૧૮૬૫ના શેરસટ્ટાના વખતમાં એઓની પેહડીને પ્રથમ માંજ મોટું નુકશાન થયું હતું, અને તેજ શાલના મેઇ માસમાં વહીવટ બંધ કરવો પડયો હતો.

---

[1] "પેહલવી ભાષાનું વ્યાકરણ, અસલ પુસ્તકોનાં દાખલાઓ તથા સેમીટીક ભાષાને મલતા શબ્દોની ફરહંગ સાથે. બનાવનાર, પેશોતન દસ્તુર બેહરાંમજી સંજાણા. મુંબઇ, દફતર આશકારા છાપાખાંનાંમાં મધે બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપીઉં છે. સને ૧૨૪૦ યઝદેજરદી, સને ૧૮૭૧ ઇસવી."

એ વ્યાકરણ બાહેર પડયા પછી વલસાડવાલા એ૦ જમશેદજી પેશોતનજી સંજાણાએ તેની તપાસનું ૧૩૭ પાનાંનું એક પુસ્તક ઇ૦ સ૦ ૧૮૭૩ના સપટેમબર માસમાં બાહેર પાડયું હતું.

[2] શેઠો હોરમજજી બેહરાંમજી કામાજી તથા નશરવાંનજી મનચેરજી કામાજી, બી. એ; એલ. એલ. બી. ના બાવા.

### તા૦ ૨૦ મી આગશટ.

સુરત મધે શેઠ એદલજી બરજોરજી પટેલે "બાલોપયોગી સંગ્રહ" નામની નાહનાં બાળકોને શિખાડવાની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[1]

---

### તા૦ ૨૧ મી આગશટ.

આજ દીને મરહુમ શેઠ બેહરામજી હોરમજજી કામાજીનાં ઉઠમણાંમાં તેમનાં વારસોએ રૂ૧૯૫૬) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

### તા૦ ૨૨ મી આગશટ.

ગાથા ૫ (૪૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને શેઠ શાપુરજી માણેકજી શાએર પોતાની બેટી બાઇ દીનબાઇની નવજોતની ખુશાલીમાં પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી દાદાભાઇ શાએરે ધર્મ ખાતે એલાહેદી કાહેલી રકમમાંથી બાકી રહેલા રૂ૫૦૦૦)ની સરકારી નોટ તેનું વ્યાજ માહલક્ષમીની મરહુમ શેઠ હોરમજજી દાદાબાઈ શાએરવાલી દરેમેહરના ચાલુ ખરચમાં વાપડવાને આપી હતી, તથા તે મધેથી એ દરેમેહરમાં દર શાલ ૪૦મી ગાથામાં એક ઘાહંબાર જે ધરાનીઓના ઘાહંબારને નામે થતો આવેચ તેના ખરચમાં રૂ૪૦) આપવાનો બંદોબસ્ત કીધો હતો.[3]

---

### તા૦ ૨૩ મી આગશટ.

મુંબઇનાં મ્યુનીસીપાલ ખાતાંના નાણાં સંબંધી વહીવટ સને ૧૮૬૫ થી મ્યુનિસીપાલ કમીશનરે કેવી રીતે કર્યો તથા તેનાં કામ ઉપર કંટ્રોલરે કેવા પ્રકારે દેખરેખ રાખી તે બાબે તપાસ ચલાવી રીપોરટ કરવાને નામદાર સરકારે મેશરસ ટી. સી. હોપ, લફટનંટ કરનલ જે. આર. વેવર, કપટાંન એમ. એફ. હેનકોક, શોરાબજી શાપુરજી બંગાલી, અને જી. ડબલ્યુ. કલાસનની એક કમીટી નેમી હતી.[4]

---

### તા૦ ૨૪ મી આગશટ.

શેઠ લીમજી નવરોજજી બનાજીને નામદાર સરકારે હાઇ કોરટના કામ ચલાઉ ડેપ્યુટી રેજીસ્ટ્રાર તથા આફીડેવીટ લેનાર કમીશનર તરીકે નેમ્યા હતા.[5]

---

### તા૦ ૨૫ મી આગશટ.

જરથોસ્તી ગાથા ઉપર ડાકટર કોસોવીટઝ નામના રશીયન વિદ્વાંને પ્રોફેસરો બ્રોક હાઉસ, વેસ્ટરગારડ અને સ્પીગલનાં બખાંણો ઉપરથી એક પુસ્તક રચી જરમન ભાષામાં પ્રગટ કીધું હતુ.[6]

---

### તા૦ ૨૮ મી આગશટ.

મુંબઈ મધે પારસી ફ્રીમેશનોની એક નવી લાડજ "સાઇરસ" નામે આજ દીનથી ઉઘાડવામાં આવી હતી.[7]

---

૧ બાળોપયોગી સંગ્રહ. તેમાં હિંદુસ્થાનનું ભુગોળ, ઇતિહાસ, વગેરે. કરનાર E. B. P. સુરત સોદાગર છાપાખાંનાંમાં ડાહ્યાભાઇ મંછારામે છાપ્યું. સને ૧૮૭૧."

૨ જામે જમશેદ, તા૦ ૨૨ મી આગશટ ૧૮૭૧.

૩ જામે જમશેદ, તા૦ ૨૩ અને ૨૫ મી આગશટ ૧૮૭૧.

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩૦ મી આગશટ ૧૮૭૧.

એ કમીટીએ તા૦ ૧૧ મી અકટોબરને દીને સરકાર જોગ પોતનો રીપોરટ કર્યો તેમાં જણાવ્યું હતું કે મ્યુનીસીપાલ કમીશનરે ૧૮૬૫ થી તે અત્યાર સુધી રૂ૮૮૬૮૮૨૩) નું દેવું કીધું હતું, જેમાં ઊછીકી લીધેલી લોનોનું દેવું રૂ૬૭૪૦૬૫૭) નું હતું.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૪ મી આગશટ ૧૮૭૧.

શેઠ લીમજીએ છ મહીને એ કામચલાઊ ઓહદો છોડયો તે વેળાએ નામદાર ચીફ જસટીસ સર માઇકલ વેસ્ટરાપે તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને કોરટ ઊઠતી વખતે શેઠ લીમજીએ જે કાબેલીઅતથી પોતાનો ઓહદો ચલાવીઓ તે માટે તેમને નીચે મુજબ શાબાશી આપી હતી:—

The Chief Justice said—"As Mr. Charles Bentley has returned from Europe and relieved Mr. Limjee Nowrojee Banajee as clerk to Mr. Justice Bayley and first Deputy Registrar, I wish to acknowledge publicly the excellent manner in which he has performed his duties. He has performed them to the satisfaction of the Court and with courtesy to the suitors, and, I may add, to the complete satisfaction of Mr. Justice Bayley"

[*Bombay Gazette*, 12th February 1872.]

૬ "Saratustricae Gatao posterisres tres latine vertit et explicavit textum archetypi, adhibitis Brockhausii Westergaardii et Spiegeliie ditionibus. Recensuit, Dr. C. Kossowicz. Petropoli MDCCCLXXi."

૭ એ લાડજ ઊઘાડનારા પ્રથમ મેમબરો નીચે મુજબ હતા:—

શેઠો શોરાબજી ફરામરોજ સાટનના, જમશેદજી નશરવાંનજી દાદીશેઠ, પીરોજશાહ રૂસતમજી સુરતી (વનજીમેહતાના,) નાનાભાઇ શોરાબજી દાવર, નાનાભાઈ જમશેદજી મુસ, હોરમજજી નશરવાંનજી ધીસતા, જાંગીરજી એદલજી તીજોરીવાલા, જાંગીરજી રૂસતમજી મોદી, નશરવાંનજી દોરાબજી પટેલ, હોરમજજી બાપુજી વીકાજી, બરજોરજી ફરાંમજી પટેલ, બહમનજી મેહરવાંનજી.

એ પછી એ લાડજમાં હાલ સુધીમાં નીચે મુજબ પારસી મેશનો થયા છે:—

(ઇ, સ. ૧૮૭૧માં) બરજોરજી રૂસતમજી મીસતરી, ગાંડીભાઇ જાંગીરજી મોદી, દાદાભાઇ નશરવાંનજી બાટલીવાલા, લીમજી કાવશજી બાંમજી (૧૮૭૨માં) બહમનજી ઊકરજી ઇજનેર, ફરદુનજી બહમનજી ડરાઇવર, પેશતનજી બેહરામજી શીટર, ધનજીભાઈ જમશેદજી ડરાઇવર, હોરમજજી પેશતનજી શીગનપોરીઆ (ઇજનેર), રતનશાહ મેહરવાંનજી ઇજનેર, રૂસતમજી મેહરવાંનજી ગજદર (૧૮૭૪માં) નવરોજજી દોરાબજી મેજર, રૂસતમજી અરદેશર દારૂવાલા (૧૮૭૫માં) કુવરજી જીવણજી ગજદર, એદલજી શાપુરજી આમેરનશીઊડરીવાલા (૧૮૭૬ માં) ખરશેદજી ડોશાભાઇ ફરામરોજ (૧૮૭૭માં) મેહરવાંનજી બહમનજી ઇજનેર, રૂસતમજી બહમનજી ઇરાંની (ઇજનેર), રૂસત-

તા૦ ૩૦ મી આગશટ.

શેઠ અરદેશર ફરાંમજી મુસે હિંદુસ્થાંનમાં કરેલી મુસાફરીની નોધનું એક મોટું પુસ્તક જગેજગના દેખાવો તથા પુષ્કળ ચિત્રો સાથેનું છપાવી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક નામદાર માહરાંણીના બીજા પુત્ર શાહજાદા આલફ્રેડ તે ડયુક ઓફ એડીનબરોને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૪ થી સપટેમબર.

શેઠ નાનાભાઈ નશરવાંનજી માસટરે જરથોસ્તીઓને કુશતી કરવાની અગત તથા તેના ફાએદા વીશે એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[2]

---

તા૦ ૬ ઠી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ બચુબાઇ તે શેઠ હોરમજજી મોટાભાઇ બીલીમોરીઆ, દલાલનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૭૫), બાવંદે રૂ૩૦૦), દીકર ડાકટર કાવશજી હોરમજજીએ રૂ૧૦૦), તથા બીજાં એશીઓએ રૂ૧૯૦) મલી રૂ૮૬૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતાં.[3]

---

તા૦ ૮ મી સપટેમબર.

રોજ ૧૭ માહ ૧ (ક૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી માણેકજી લીલાંઉવાલા[4]—ઉમર વર્ષ ૮૫) શેઠ માણેકજી કાવશજી લીલાંઉવાલાના નાહલા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની સાથે ઇસ્ટ ઇંડીઆ કુંપનીનાં સરકારી લીલાંઉઓમાં ફાએર તરીકે જતા હતા. તે પછી કેટલુંક સુધી મેહતાગરી તથા પાછલથી પોતાનો વ્યાપાર ચલાવતા હતા.

---

**જી ફરાંમજી વાડીઆ (૧૮૭૮ માં) કુવરજી મેહરવાંનજી ગજદર, રૂસતમજી કાવશજી સુરતી (જાબુલી), દીનશાહ ફરાંમજી વાડીઆ, પાલણજી રૂસતમજી કમીશરીવાલા, પેશતનજી મનચેરજી ચલલા, દીનશાહ નવરોજજી બેલગાંમવાલા, પેશતનજી દીનશાહ સોપારીવાલા, જાંગીરજી દાદાભાઇ ખંબાતા (૧૮૭૯માં) બરજોરજી ખરશેદજી પાવરી, હોરમજજી કેઆસજી સંજાણા, ડાકટર રૂસતમજી મેહેરવાંનજી દાદીના, હોરમજજી કુવરજી મોદી, શોરાબજી હોરમજજી લાકડાંવાલા, કાવશજી એદલજી શીગનપોરીઆ, તેહમુરશ દીનશાહ અકલેસરીઆ (૧૮૮૦માં) બાપુજી હોરમજજી મોદી, ખરશેદજી નવરોજજી પાવરી, વીકાજી મેહરજીભાઇ વીકાજી, બેજનજી જાંગીરજી બખશી (૧૮૮૧ માં) હોરમજજી દોરાબજી શેઠના, આદરજી બરજોરજી સરાફ, માણેકજી કુંવરજી શેઠના, બરજોરજી દોરાબજી પટેલ (કુવેટાવાલા), ડાકટર શોરાબજી ડોશાભાઇ નાદરશાહ, જમશેદજી બરજોરજી વીકાજી, એદલજી શાપુરજી લાહેર, હીરજીભાઇ હોરમજજી દારૂખાનાંવાલા (૧૮૮૨ માં) હોરમજજી લીમજીભાઇ બાટલીવાલા, રતનશાહ દાદાભાઇ આએરનશંઊડરીવાલા, (૧૮૮૩ માં) શાપુરજી શોરાબજી આએરનશંઊડરીવાલા, શોરાબશાહ ફરદુનજી ખુમલા (૧૮૮૪ માં) ફરાંમજી બેજનજી બીલીમોરીઆ (૧૮૮૫ માં) કાવશજી બેજનજી શેઠના, એલ. સી, ઇ; દોરાબજી તેહમુલજી પાવરી, એલ. સી. ઇ; માણેકજી રતનજી સરવેઅર, એલ. સી. ઇ; દીનશાહ દોરાબજી કોલાબેવાલા, રતનજી રૂસતમજી શીંગારા, ખરશેદજી રૂસતમજી ઇજનેર, ડાકટર બેજનજી દાદાભાઇ કાપડીઆ, બેહરાંમજી એદલજી મેહતા (૧૮૮૬ માં) કાવશજી ઊકરજી ખરાસ, અરદેશર શોરાબજી ઇજનેર, પીરોજશાહ ધનજીભાઇ બનાજી, રૂસતમજી દીનશાહ મુલ્લાં ફીરોજ, બેહરાંમજી દાદાભાઇ બનાજી, ડોશાભાઇ રૂસતમજી ફેરાંવાલા, મેહરવાંનજી રૂસતમજી દુબાશ (૧૮૮૭ માં) ફરાંમરોજ રૂસતમજી જોશી, હોરમજજી જમશેદજી કોટવાલ, એલ. સી. ઇ; (૧૮૮૮ માં) કાવશજી ખરશેદજી ઘડીઆલી, પીરોજશાહ ધનજીભાઇ સરાફ, મોટાભાઇ ધનજીભાઇ કંત્રાકટર, શોરાબજી એદલજી ઘાસવાલા. અરદેસર હોરમજજી ખંબાતા, શોરાબજી પાલણજી ફ્રેંચમેન (૧૮૮૯ માં) જમશેદજી દાદાભાઇ નાદરશાહ, એલ. સી. ઇ; ડાકટર કાવશજી બેહરાંમજી સરાફ (૧૮૯૦ માં) નશરવાંનજી ફેકાશજી મેહતા, ડાકટર મેહરજીભાઇ રૂસતમજી શેઠના, બહમનજી ફરાંમજી વાડીઆ (૧૮૯૧ માં) દાદાભાઇ જીવણજી દારૂવાલા અથવા પટેલ, બેહરાંમશાહ પેશતનજી ઇજનેર (૧૮૯૨ માં) જમશેદજી એદલજી માસટર, ડાકટર બાપુજી રૂસતમજી વાડીઆ, બેહરાંમજી ભીખાજી જવેરી, દોરાબજી શાપુરજી સકલાતવાલા, ખરશેદજી રતનજી ખસરૂ (૧૮૯૩ માં) નશરવાંનજી મનચેરજી દલાલ, એલ. સી. ઇ; ફરાંમરોજ કાવશશાહ તંબુવાલા (૧૮૯૪ માં) હીરજીભાઇ બહમનજી વારડન (૧૮૯૫ માં) બાપુજી હોરમજજી મુંશી, જાંહગીરજી બરજોરજી સંજાણા, બી. એ; (૧૮૯૬ માં) ડાકટર અરદેશર માણેકજી કોઠીવાલા (૧૮૯૭ માં) શોરાબજી હોરમજજી દારૂખાનાંવાલા, શાપુરજી દીનશાહ ડાબાસ (૧૮૯૮ માં) પેશતનજી મેહરવાંનજી હીરાના.**

૧ "હિંદુસ્થાનમાં મુસાફરી. બનાવનાર, અરદેસર ફરાંમજી મુસ. પુસ્તક પેહેલું. મુંબઇ: એડયુકેશન સોસાઇટીનાં છાપાખાનાંએ છાપી પ્રગટ કરીયું છે. ૧૮૭૧"

૨ "કુશતી કરવાની અગત તથા ફાએદા. લખનાર, નાનાભાઇ નશરવાંનજી પાલણજી. મુંબઇ, યુનિયન પ્રેસમાં ન્હાનાભાઇ રૂસતમજી રાંણીનાએ છાપ્યું છે. સને ૧૨૪૦ ઇઅજદેજરદી."

૩ જામે જમશેદ, તા૦ ૯ મી અકટોબર ૧૮૭૧.

૪ શેઠ અરદેશર તથા ડાકટર જાંહગીર જમશેદજી લીલાંઊવાલા તથા શેઠ ફરાંમજી બેજનજી લીલાંઊવાલાના બપાવા. એવણના ત્રણ વડા ભાઇઓ શેઠો બહમનજી, બરજોરજી તથા બેહરાંમજી (મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી લીલાંઊવાલાના બાવા) માણેકજી લીલાંઊવાલા ઇ૦ સ૦ ૧૮૦૮ માં પોતાના બાપનાં મરણ પછી અતરેનાં સઘળાં લીલાંઊખાનાઓમાં તથા ઇસ્ટ ઇંડીઆ કુંપનીનાં અફીણ અને બીજા વ્યાપારને લગતા માલોનું લીલાંઊ કરવાને ફાએર તરીકે જતા હતા. આએ ફાએરોને તે વેળાએ જામા પીછોડી સાથે ઇજત હોરમતથી જવું પડતું હતું, તથા તેમની ફીઇ પણ ઘણી મોટી હતી.

### તા૦ ૧૦ મી સપટેમબર.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ "મનસુખી મનાજાત અને અરજ ગુજારી" નામનાં કેટલીક બેતો અને કવેતોનાં ચોપાનયાં છુટા આંકોમાં પ્રગટ કીધાં હતાં.[१]

### તા૦ ૧૧ મી સપટેમબર.

જાણીતા હિંદુ સુધારક શેઠ કરસનદાસ મુલજી કે જેવણુ તા૦ ૨૮ મી આગશટ ૧૮૭૧ ને દીને સ્વર્ગવાસ થયા તેવણે દેશી મંડલમાં નીતિ તથા સંસાર સંબંધી સુધારો કરવાને અસ્વાર્થીક અને ચોકટપણે જે સેવા બજાવી હતી તેની કદર બુજવા, તથા તે કામો બજાવતાં તેમને જે મોટાં દુખો ખમવાં પડયાં હતાં, તે માટે તેમની યાદગારી કાયમ રાખવાને શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની આગેવાંની હેઠલ ૩ ઈંગ્રેજ ૧૭ હિંદુ ૧ મુસલમાંન અને ૬ પારસી (શેઠો ખુરશેદજી નોશરવાંનજી કામાજી, નવરોજજી ફરદુનજી, દોશાભાઈ ફરાંમજી કરાકા, હોરમજજી દાદાભાઈ પલીડર, ડાકટર બેહરાંમજી નવરોજજી અને શોરાબજી શાપુરજી બંગાલી—હાનરરી શેક્રેટરી) ગ્રહસ્થોની એક કમીટી નેમાઈ ફંડ એકઠું કરવામાં આવ્યું હતું.[२]

### તા૦ ૧૩ મી સપટેમબર.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ આજ દીને ફરાંમજી કાવશજી ઈનસ્ટીટયુટમાં "ગાથા ધાહંબાર" ઉપર એક ભાષાણ કીધું હતું. સરનશીનની ખુરસીએ સુરતવાલા દસ્તુર રૂસતમજી જમશેદજી બીરાજયા હતા.[३]

### તા૦ ૧૪ મી સપટેમબર.

શેઠ માણેકજી કાવસજી એંટીને નામદાર સરકારે ખાંનદેશના હજુર ડેપ્યુટી કલેકટર નેમ્યા હતા.[४]

### તા૦ ૧૬ મી સપટેમબર.

અહમદનગર મધે નવી બંધાયલી હાઈ સ્કુલમાં ગોઠવવાને ત્યાંના જાણીતા વ્યાપારીઓ મેશરસ ખરશેદજી નશરવાંનજી સનસે એક મોટું ઘડીઆલ ઈંગલાંડથી મગાવી ભેટ આપ્યું હતું, જે માટે ડાયરેકટર ઑફ પબલીક ઈનસ્ટ્રકશને તેઓનો મોટો ઉપકાર માનયો હતો.[५]

### તા૦ ૧૭ મી સપટેમબર.

દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ આજ દીને બેતવાડી મધે મરહુમ શેઠ કાવશજી માણેકજી આશબરનરની દરેમેહરમાં "ગાથા ધાહંબાર" વિષે એક વાએજ કીધી હતી.[६]

### તા૦ ૧૮ મી સપટેમબર.

ગાથા ૨ (શે૦) ૧૨૪૦ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી માણેકજી સરાફ અથવા ગામવાલા—ઉમર વર્ષ ૪૯). કરાંચીવાલા શેઠ માણેકજી પેશતનજી સરાફના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૮ માં કરાંચીથી

---

૧ "મનસુખી મનાજાત અને અરજ ગુજારી. યાને ગુજરાતી ભાશાનાં બેતો અને બીજી કવીતામાં, મી૦ "મનસુખ" ની કલમથી લખાએલી, પાક યેજદાતાલાની જનાબમાં ગુજારવાની અરજો—અથવા પઢવાની મનાજાતો,—તેમજ બીજી બાબતો. આંક પેહલો. મુંબઈ, યુનિયન પ્રેસમાં નાનાભાઈ રૂસતમજી રાણીનાએ છાપીછે. સપટેમબર ૧૮૭૧."
એ ચોપાનયાંના પાંચ આંકો મારચ ૧૮૭૨ સુધીમાં પ્રગટ થયા હતા.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૧૭ મી સપટેમબર, ૧૮૭૧.
એ ફંડ મધે આસરે રૂ૩૦૦૦) ની રકમ ભરાઈ હતી, જેની સરકારી નોટ લઈ તે શેઠ શોરાબજીએ તા૦ ૧૧ મી નવેમબર ૧૮૭૩ ને દીને મુંબઈની યુનીવરસીટીના સ્વાધીનમાં તેનાં વ્યાજ મધેથી, દર શાલ જે કોઈબી નીતિ અથવા સંસાર સંબંધી બાબદ સીનડીકેટ ઠેરવે તે ઉપર યુનીવરસીટીનો જે કોઈબી ગ્રાડયુએટ અથવા અંડર-ગ્રાડયુએટ ઈંગ્રેજીમાં એક સરસ રેસાલો લખે તેને મરહુમ શેઠ કરસનદાસ મુલજીનાં નામનું રૂ૧૦૦) નું ઈનામ આપવાનો બંદોબસ્ત કરી આપી હતી.

૩ બીજે દીને એટલે તા૦ ૧૪ મી સપટેમબરે શેઠ ખરશેદજીએ એજ બાબદ ઉપર કોટમાં મરહુમ માણેકજી શેઠની વાડીમાં, તા૦ ૧૬ મીએ બેતવાડી મધે મરહુમ શેઠ કાવશજી માણેકજી આશાબરનરવાલી દરેમેહરમાં, તા૦ ૧૭ મીએ બાહેર કોટ દાદીશેઠનાં આતશબેહરાંમમાં, તા૦ ૧૮ મીએ મજગાંમ શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલની દરેમેહરમાં, તા૦ ૧૯ મીએ ફરેલવાડી મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાગમાં, તા૦ ૨૦ મીએ બાહેરકોટ મરહુમ શેઠ મનચેરજી બહમનજીની દરેમેહરમાં, તથા તા૦ ૨૧ મીએ કાંદાવાલા મોહલામાં મરહુમ શેઠ નશરવાંનજી હીરજી કરાંનીની દરેમેહરમાં ભાષાણો કીધાં હતાં.
વળી એની પછીનાં અઠવાડીઆંમાં શેઠ ખરશેદજીએ પુણાં મધે શેઠ ધનજીશાહ જમશેદજી અંકલેસરીઆનાં મકાનમાં "ફરોહર" તથા "આતશ" વિષે બે ભાષાણો કીધાં હતાં.
ઉપલાં ગાથા ધાહંબારનાં ભાષાણનું એક ચોપાનયું નીચલાં નામથી એજ શાલનાં ડીસેમબર માસમાં પ્રગટ કરવામાં આવ્યું હતું:—
"ગાથા ધંબાર ઉપર ભાશાણ. આપનાર, ખ. રૂ. કામા. મુંબઈ સમાચારને માટે લીધેલા ખાસ રીપોરટ ઉપરથી. મુંબઈ: યુનિયન પ્રેસમાં નાનાભાઈ રૂસતમજી રાંણીનાએ છાપીઉં છે. સને ૧૨૪૧ ઈઅજદેજરદી. સને ૧૮૭૧ ઈશાવી."

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૭૧.

૫ બોમ્બેગેઝેટ, તા૦ ૬ થી અકટોબર ૧૮૭૧.

૬ જામે જમશેદ, તા૦ ૧૭ મી સપટેબર ૧૮૭૨.
એજ મુજબ દસ્તુર જામાસપજીએ તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૭૧ ને દીને કોટ મધે મરહુમ માણેકજી શેઠની વાડીમાં "નોરોજે આમ" અને "નોરોજે ખાસ" વિષે એક વાએજ કીધી હતી.

પેશાવર ખાતે વ્યાપારનાં કારણ સર ગયા હતા, અને ત્યાં એક મોટી દુકાંન ઉંઘાડી હતી. પોતાની સાલેશાઈ તથા પ્રમાણીક ચાલથી એવણે ત્યાંના ઈંગ્રેજ અમલદારોમાં સારૂં નામ અને વગ મેલવ્યો હતો. પેશાવર મધે ઈ૦ સ૦ ૧૮૬૪ માં જરથોસ્તી રવાંનોને ભુમીડા કરવાની જગા મેલવવાની એવણે બીજાઓ સાથે આગેવાંની લીધી હતી. એવણનું મરણ પેશાવર મધેજ નીપજ્યું હતું.

---

### તા૦ ૨૦ મી સપટેમબર.

શેઠ રતનજી નશરવાંનજી આંતીઆએ "પારશી પુત્રી-શાળા" નામનું ચાનાક આપનારી નાહની વારતાઓનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[1]

---

### તા૦ ૨૧ મી સપટેમબર.

સુરતના પોલીસ ઇનસ્પેક્ટર શેઠ હીરજીભાઈ જીવણજીને નામદાર સરકારે કોલાબા જીલ્લાના બીજા વર્ગના પોલીસ ઇનસ્પેક્ટર નેમ્યા હતા.

ઉત્તર વિભાગના રેવીન્યુ કમીશનરના હેડ-કલાર્ક શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે ભરૂચ જીલ્લાનાં આમોદ ગામના મામલતદાર નેમી બીજા વર્ગના માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[2]

---

### તા૦ ૨૫ મી સપટેમબર.

પ્રોફેસર ઇ. ડબલ્યુ. વેસ્ટે મીનો ખેરદની પેહલવી કેતાબ, તેના પંદરમી સદીમાં નેરીયોશંગ ધવલે લખેલા પાજંદ તથા સંસકરૂત હરૂફોમાં, તથા ઈંગ્રેજી તરજુમો, પાજંદ હરૂફોની ગ્લોસરી, અને પાજંદના એક નાધલાં વ્યાકરણ સાથે છપાવી પ્રગટ કીધી હતી.[3]

---

### તા૦ ૨૭ મી સપટેમબર.

રોજ ૬ માહ ૧ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ બરજોરજી દાદાભાઈ ઇછા-પોરીઆનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૫૦૧), મરનારના શેઠ શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. આઈ. ઇ. એ રૂ૧૦૦૦), તથા બીજાં એશીઓએ રૂ૧૧૦) મલી રૂ૨૬૧૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

### તા૦ ૨૮ મી સપટેમબર.

શેઠ એદલજી ડોશાભાઇ કોઠાવાલાને નામદાર સરકારે ખેડા જીલ્લાનાં બોરસદ ગામના મામલતદાર નેમી તે જીલ્લાના માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[5]

---

### તા૦ ૩૦ મી સપટેમબર.

શેઠ અરદેશર ડોશાભાઇ મુનશીએ ઇરાનના આગલા શાહ ફતેહઅલીશાહ કાજારના શાહજાદા જલાલ કાજારે ઇરાનની અસલ તવારીખનું "નામ એ ખુશરવાં" નામે ફારસીમાં પ્રગટ કરેલી કેતાબનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું "પુરાતન પારસીઓની તવારીખ" નાં નામે એક પુસ્તક પ્રગટ કીધું હતું.[6] એ પુસ્તક ઓનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. ને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

### તા૦ ૧ લી અકટોબર.

રોજ ૧૦ માહ ૧ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ આવાંબાઈ તે શેઠ રૂસતમજી દાદાભાઇ માડનનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓ તથા મિત્રોએ મલી રૂ૭૯૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

---

### તા૦ ૩ જી અકટોબર.

શેઠ દીનશાહ અરદેશર તાલેયારખાંએ "૧૮૭૧ ના વડોદરાના રાજ મામલાની તપાસ" વિષે ઇંગ્રેજીમાં એક ચોપાનયું પ્રગટ કીધું હતું.[8]

---

### તા૦ ૪ થી અકટોબર.

શેઠ હોરમજજી એદલજી કોટવાલે વાંસડા ગામનાં અકલાજ નામનાં એક જંગલમાં આજ રાત્રે એક મોટો વાઘ તથા જબરદસ્ત વાઘણ જેનું વજન ૧૬ સુરતી મન હતું તે મારી રાજા તરફથી ઇનામ મેલવ્યું હતું.[9]

---

૧ "પારસી પુત્રી શાળા. ઇઆને પારસી છોડીઓને ધડો આપનારી ચોપડી. છપાવો પરગટ કરનાર, રતનજી નશારવાંનજી આંટીઆ. મુંબઇ, આલબરેડ છાપાખાનામે રૂસતમજી શાપુરજી બાટલીએ છાપીછે. શને ૧૮૭૧."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૭૧.

૩ "The Book of the Mainyo.i-Khard. The Pazand and Sanskrit Texts, (in Roman characters) as arranged by Neriosengh Dhaval, in the Fifteenth century. With an English translation, a Glossary of the Pazand Text, a sketch of Pazand grammar, and an Introduction, By. E. W. West. Stuttgart, Carl Gruninger. Augustenstrasse. 1871."

૪ જામે જમશેદ, તા૦ ૧૨ મી અકટોબર ૧૮૭૧.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૮ મી સપટેમબર ૧૮૭૧.

૬ "પુરાતન પારસીઓની તવારીખ (૫૫ તસવીરો સાથે) અસલ ફારસીમાં બનાવનાર, શ્રી ઇરાંનદેશનો શાહાજાદો જલાલ કાજર. તરજુમો કરી પરગટ કરનાર, અરદેશર ડોશાભાઇ મુનશી. મુંબઇ મધે દફતર આશકારા છાપાખાંનાંમાં બેહરાંમજી ફરદુનજીની કુંપનીએ છાપીઉછે. સને ૧૨૪૦ યઝદેઝરદી—સને ૧૮૭૧ ઇસવી."

એ પુસ્તકની બીજી આવૃતિ ઇ. સ. ૧૮૮૭ માં શેઠ અરદેશરે પ્રગટ કરી તે હાનરેબલ સર દીનશાહજી માણેકજી પીટીટ નાઇટને અર્પણ કીધી હતી.

૭ જામે જમશેદ, તા૦ ૧૨ મી અકટોબર ૧૮૭૧.

૮ "A Review of Baroda affairs in 1871, By, Dinshah Ardeshir Tale-yarkhan; *Vincit Omnia Veritas.* Bombay: Printed at the Times of India Office. 1871."

૯ જામે જમશેદ, તા૦ ૨૦ મી અકટોબર ૧૮૭૧.

### તા૦ ૫ મી અકટોબર.

મુંબઇની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના ત્રણ ડેલીગેટો શેઠ દોરાબજી બાજાભાઇ કલીઆણીવાલા તથા શેઠ રૂસતમજી કાવશજી વકીલ, થાણેવાલા અને શેઠ દાદાભાઈ હોરમસજી પંથકી, થાણેવાલાએ પોતાના ઓહદા છોડયા તેમની જગોએ નામદાર સરકારે શેઠો નવરોજજી ફરદુનજી, બેહરામજી ખરશેદજી ગાંધી, અને નશરવાનજી બેહરામજી ચીફ્રટરને નેમ્યા હતા.[1]

---

### તા૦ ૫ મી અકટોબર.

રોજ ૧૪ માહ ૧ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—બહમનજી જીજીભાઇ—ઉમર વર્ષ ૫૯) શેઠ જીજીભાઇ દાદાભાઇના બીજા દીકરા. એવણુ પોતાના બાપની "જીજીભાઇ દાદાભાઈની કું૦" નાં નામથી ચાલતી પેઢ-ડીમાં તા૦ ૩૧ મી અકટોબર ૧૮૩૭ થી પોતાના ભાઇ શેઠ મેહરવાનજીના સાથે ભાગયા થયા હતા. એ પછી તા૦ ૨ જી આગશટ ૧૮૪૧ થી એ પેહડી "જીજીભાઇ દાદાભા-ઇના છોકરાઓ" નાં નામથી ચાલુ કરી તેમાં સર્વે ભાઇઓ જોડાયા હતા તા૦ ૩૧ મી અકટોબર ૧૮૫૩ થી એ પેહડી રાજી ખુશીથી બંધ કરી સર્વે ભાગયાઓ છુટા પડયા હતા, અને એવણે એખજાએ પોતાનો વ્યાપાર ચાલુ રાખ્યો હતો. ૧૮૪૦ માં એવણનું "ખરશેદજી કાવશજી" નામનું ૫૩૫ ટણનું એક વાહાણ હતું. ૧૮૪૯ માં એવણુ અતરેની બોમ્બે સ્ટીમ નેવીગેશન કુંપનીના એક ડાએરેકટર નેમાયા હતા. એજ સાલમાં પેહલવેહલી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઈનસટીટયુશન સ્થાપી તેના એવણને પેહલ વેહલા આડીટર નેમ્યા હતા, જે કામ એવણે ૧૮૫૫ સુધી બજાવ્યું હતું. ૧૮૫૬ માં એવણને એ ઈનસટીટયુશનના એક અખિતાર નેમ્યા હતા. ૧૮૫૫ માં નામદાર સરકારે એવણને સુબેહના અમલદારનું માન આપ્યું હતું. ૧૮૫૮ માં મુંબઇની પારસી પંચાતનાં ફંડના એવણને એક તરસ્ટી નેમ્યા હતા, જે એહ્દો બે વર્ષ સુધી ચલાવી ૧૮૬૦ માં એઓએ છોડી દીધો હતો. ૧૮૫૭ માં સ્ટુડંટસ લીટરરી એંડ સાએનટીફીક સોસાએટી પાસેથી પારસીઓની છોકડી-ઓની નિશાલો આપણા જરથોશતીઓના હસ્તકમાં લઇ તેનો વહીવટ જરથોશતીઓની એક મંડલી મારફતે ચલાવવાને નેમાયલી ૬ ગ્રહસ્થોની પ્રોવીજનલ કમીટીના એવણ એક મેમબર હતા, અને તે ૪ નિશાલો પોતાના સ્વાધીનમાં લઇ ૧૮૫૮ ના માર્ચ માસથી જરથોશતી છોકરીઓની નિશાલ મંડલી સ્થાપી તેને સોંપવામાં આવી હતી. ૧૮૬૦ માં અતરે મજગાંમ મધે વીગાસ પેટંટ સલીપ કુંપની સ્થાપ-વામાં એવણે બીજાઓ સાથે આગેવાંની લઇ તેના એક ડાએરેકટર હતા. ૧૮૬૫ માં મુબઇની પારસી ચીફ માટરી-મોનીઅલ કોરટ પેહલવેહલી ઉઘડી તેના એવણને નામદાર સરકારે એક ડેલીગેટ નેમ્યા હતા. ૧૮૬૭ માં માહીમ મધે એક ધર્મનું દવાખાનું ઉઘાડવાની એવણે આગેવાંની લીધી હતી, તથા તે માટે ઠડેલી પેહલવેહલી કમીટીના એઓ સર-નશીન હતા. એવણે પરેલથી માહીમ જવ ના રસ્તા ઉપર ઈ૦ સ૦ ૧૮૬૫ તથા ૧૮૭૦ માં ગરીબોને પીવાને માટે બે પાણીની ટાંકીઓ પોતાને ખરચે બંધાવી અતરેની મ્યુ-નીસીપાલીટીને સ્વાધીન કીધી હતી.[2]

---

### તા૦ ૭ મી અકટોબર.

આજ દીને મરહુમ શેઠ બહમનજી જીજીભાઇનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦૦), મરહુમ ધણીઆંણી બાઇ રતનબાઇની પુંજીમાંથી રૂ૧૦૦૦) વીધવા બાઇ શુનાંબાઇએ રૂ૫૦૦), દીકરાઓ શેઠો દાદાભાઇ, હોર-મજજી, પેશતનજી, અને ફરામજી બહમનજી જીજીભાઇએ રૂ૧૦૦૦), બેહનો બાઇ બચુબાઇ તે મરહુમ શેઠ નવરોજજી કાવશજી આશબરનરનાં વીધવા તથા જરબાઇ તે શેઠ ફરામજી ધનજીભાઇ બાટલીવાલાનાં ધણીઆંનીએ રૂ૪૦૦), વહુઓ બાઈ ગુલબાઈ, જાઇજી, વીરબાઇજી, અને જીલુબાઇ એ રૂ૪૦૦), અને બીજાં ખેશીઓએ રૂ૧૦૨) મલી રૂ૮૪૦૨) ધરમખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

### તા૦ ૧૧ મી અકટોબર.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમની સી. એસ. આઇ. જેવણે પોતાની પાદશાહી સખાવતથી આખાં હિંદુસ્થાનમાં પ્રખ્યાતી મેળવી હતી, તથા છેલ્લી પા સદીમાં તેવણે નાતજાતનો તફાવત રાખ્યા વગર લગભગ રૂ૧૫૦૦૦૦૦) પંદર લાખની રકમ ધર્મખાતે આપી હતી. તેવણનું અતરેના લોકો તરફથી અહેશાંન માની કાંઈ યાદગારી કાયમ રાખવા સારૂ આજ દીને અતરેના આગેવાંન ગ્રહસ્થોની એક સભા મજગાંમ કાસલ મધે હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી, જે વેળાએ એ સખી શેઠનું એક બાવલું ઉભું કરવાનો ઠેડાવ થયો હતો, તથા તે માટે ઉઘરાણું વગેરે બીજી સંચી ગોઠવણો કરવાને ૧૫ ઇંગ્રેજ, ૧૬ હિંદુ, ૩ મુસલમાન ૨

---

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૫ મી અકટોબર ૧૮૭૧.

[2] આ મધેની એક ટાંકી પરેલના જુના સરકારી મેહલ આગલ અને બીજી લાલબાગની સાંમે બાંધેલીછે, તે બંધો ઊપર નીચે મુજબ તખતીઓ મારેલી છે:

સરકારી મેહલ આગલની ટાંકી પરની તખ્તી:—

Erected by
BOMANJER JEEJEEBHOY
A. D. 1865.

લાલબાગ આગલની ટાંકી પરની તખ્તી:—

Constructed by
BOMANJEE JEEJEEBHOY DADABHOY
1st *January* 1870.

[3] બમે જમશેદ, તા૦ ૯ મી અકટોબર ૧૮૭૧.

પોરટુગીજ, અને ૨૫ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; હાનરેબલ બેહરામજી જીજીભાઇ, શેઠ ફરામજી નશરવાનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ખરશેદજી નાશરવાનજી કામાજી, દાદાભાઇ રૂસતમજી બનાજી, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરવાનજી ફરામજી પાંડે, હોરમજજી બહમનજી વાડીઆ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી પેશતનજી ફરામજી, શોરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી ફરદુનજી, અરદેસર ફરામજી મુસ, નાનાભાઇ બેહરામજી જીજીભાઇ, ડોશાભાઇ હોરમજજી કામાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, નવરોજજી માણેકજી વાડીઆ, મેહરવાનજી માણેકજી શેઠના, પીરોજશાહ મેહરવાનજી મેહતા, એદલજી રૂસતમજી શાપોરજી, ડોશાભાઇ ફરામજી કરાકા) ગ્રહસ્થોની એક કમીટી તથા શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાને શેક્રેટરી નેમી સભા બરખાસ્ત થઇ હતી.[૧]

૧ જામે જમશેદ, તા૦ ૧૬ મી અક્ટોબર ૧૮૭૧.

એ કમીટીએ બાવલાં માટે કરેલાં ઊઘરાણામાં બધા મળી રૂ૧૮૪૩૬)=ભરાયા હતા, જે મધે ઇંગ્રેજોના રૂ૨૧૪૫) (એ મધે નામદાર ગવરનર સર સેમોર ફીટજ્જરાલડેબી રૂ૨૦૦) ભર્યા હતા.), હિંદુઓના રૂ૪૨૭૧), મુસલમાનોના રૂ૪૮૫), યાહુદીઓના રૂ૨૦૦), પોરટુગીજોના રૂ૯૦), અને પારસીઓના રૂ૧૦૭૫૫)= નીચે મુજબ હતા:—

રૂ૫૦૦) હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ અને છોકરાઓ, ફરામજી નશરવાનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ, બેહરામજી નશરવાનજી સીરવઇ, હોરમજી ખરશેદજી દાદીશેઠ (રૂ૪૦૦) હાનરેબલ બેહરામજી જીજીભાઇ (રૂ૩૫૦) ધનજીભાઇ ડોશાભાઇ સામા (રૂ૩૨૫) નવસારીના મુંબઇમાં વસતા અથોરનાંનો (રૂ૨૫૦) નશરવાનજી માણેકજી પીટીટ, મેહરવાનજી ફરામજી પાંડે (રૂ૨૦૦ાા=) ગંદેવીના જરથોસ્તીઓ (રૂ૨૦૦) હોરમજજી અને જમશેદજી બહમનજી વાડીઆ, એદલજી ફરામજી આલબલેસની કું૦, શોરાબજી શાપુરજી બંગાલી, નવરોજજી માણેકજી વાડીઆ, ખાંન બહાદુર પદમજી પેશતનજી, ધનજીભાઇ કાવશજી પટેલ (રૂ૧૫૦) કાવશજી દીનશાહજી પીટીટ, ફરામજી દીનશાહજી પીટીટ, ખરશેદજી બહમનજી (શેઠના) ની કું૦, મનચેરજી બહમનજી પંથકી (રૂ૧૩૦) નવસારીના જરથોસ્તીઓ (રૂ૧૨૫) હોરમજજી શાપુરજી પાટક (રૂ૧૦૨ા) ઇછાપુરના જરથોસ્તીઓ (રૂ૧૦૧) વલસાડના જરથોસ્તીઓ (રૂ૧૦૦) ખરશેદજી ફરદુનજી પારખ અને બેટા, નશરવાનજી બહમનજી મોદી અને છોકરાઓ, બહમનજી દીનશાહજી પીટીટ, શોરાબજી નવરોજજી વાડીઆ, ડોશાભાઇ હોરમજજી કામાજી, મેહેરવાનજી માણેકજી શેઠના, હીરજીભાઇ હોરમજજી સરાફ, દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, દાદાભાઇ બેજનજી કાતરક, રતનજી એદલજી બાટલીવાલા, શાપુરજી હોરમજજી પાટક, ડોશાભાઇ ફરામજી કરાકા, અરદેશર ફરામજી મુસ, માણેકજી જામાસપજી કાકા અને છોકરાઓ, નશરવાનજી દાદાભાઇ કાતરક, એદલજી રૂસતમજી સુનાંવાલા, દીનશાહ ધનજીભાઇ પટેલ, અરદેશર ધનજીભાઇ પટેલ, પેશતનજી ધનજીભાઇ પટેલ, રતનજી નશરવાનજી ઊનવાલા (રૂ૧૮૨૧) રૂ૧૦૦) ની અંદરની રકમ.

તા૦ ૨૧ મી અક્ટોબર.

મી૦ જે. એ. ફારબસ, જેવણે મુંબઇની મ્યુનીસીપાલીટીના અંધેર અમલમાં સુધારો કરવા માટે મુંબઇની પ્રજાનું હીત સમજીને એક સુલેહના અમલદાર તરીકે પોતાની વાજબી ફરજ બજાવી હતી, તે ગ્રહસ્થ આજ દીને પોતાને વતન ઇંગલાંડ જવા ઊપડયો તે વેળાએ અતરેના કર ભરનારાઓ તથા રૈયત તરફનું એક માનપત્ર મેશરસ ફારબસ કું૦ ની આફીસમાં લોકોની એક મોટી ઠઠ વચ્ચે આપવામાં આવ્યું હતું. શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ માનપત્ર વાંચી સંભળાવ્યું, જેનો મી૦ ફારબસે ઘટતો જવાબ આપ્યા બાદ સર્વે લોકો તેને છેક પાલવા સુધી મુકવાને ગયા હતા.[૨]

એ બાવલું બનાવવા માટે તેના આગેવાનો તરફથી શેઠ કાવશજીની પરવાંનગી તા૦ ૧લી અક્ટોબર ૧૮૭૨ને દીને તેમને નાઇટહુડના ખેતાબની મુબારકબાદીનું માનપત્ર આપવા માટે ગયલાં ડેપ્યુટેશનના પ્રમુખ હાનરેબલ મી૦ જસ્ટીસ ગીબસે નીચે મુજબ માગી હતી:

Before I sit down I have another pleasing duty to perform. You doubtless have heard, Sir Cowasjee, that many of your admirers and friends are anxious that there should be a statue of you erected in some of the public buildings of this city. I have therefore now, at the conclusion of this ceremony, to ask you to permit your friends, who have already subscribed upwards of Rs. 20,000 for that purpose, to order from England a statue of you to be placed in the University building, and also that you will kindly sit for the necessary photographs.

શેઠ કાવશજી તરફથી ડાકટર મેકેનજીએ ઊપલી અરજના જવાબમાં કહી સંભળાવ્યું હતું કે:—

Hon'ble Sir and Gentlemen,—I desire to express my most and sincere and heartfelt thanks to the public for the high honour they have conferred on me—an honour that I shall think of and look upon with much pride, and I trust that my statue, when erected, will induce many of my countrymen of all class and creeds to remember that there is more real pleasure in giving than receiving, and that it is our duty to bestow on others a portion of the good gifts with which we have been blessed by God's mercy.

I beg again to thank the Chairman and the members and Honorary Secretary of the Committee who have taken so much trouble on my behalf

એ પછી એ બાવલું સર કાવશજીનાં ઊભેલાં આખાં કદનું રૂ૨૨૦૦૦) ને ખરચે ઇંગલાંડથી સર બારટલ ફ્રીઅરની ભલામણ ઊપરથી મી૦ વુલનર નામના કારીગર પાસે તૈયાર કરાવી મંગાવ્યું હતું, અને તે પ્રથમ સર કાવશજી જહાંગીર યુનીવરસીટી હૉલમાં મુકવામાં આવ્યું હતું, પણ તે પછી આજ થોડાંક વર્ષ થયાં એમના બેટા શેઠ જહાંગીરની કોશેશથી તે ખસેડી એ હૉલના દરવાજાની બાહેર યુનીવરસીટી બાગમાં ખોલ્લું મુકવામાં આવ્યું છે. એ બાવલાની હેઠલની તખ્ત ઊપર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

Erected
By Public Subscription
In honour of a
Philonthrophic citizen
SIR CAWASJEE JEHANGHIER READYMONEY KT. C.S.I.
and placed in this Convocation Hall
as a Memorial of his great liberality
to this University of Bombay.

૨ રાસ્ત ગોફતાર, તા૦ ૨૨ મી અક્ટોબર ૧૮૭૧.

### તા૦ ૨૩ મી અકટોબર.

રોજ ૨ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—રૂસ્તમજી મેહરવાંનજી સુરત—ઉમર વર્ષ ૬૦). એવણ ઈ૦ સ૦ ૧૮૩૦ થી કછભુજમાં જઇ વસ્યા હતા, અને ત્યાં સંઘેડજી સામાણની મોટી દુકાન ઉઘાડી હતી, તથા લાંબી મુદત સુધી ત્યાંની કાંપ અને ગામના દારૂના ઇજારે-દાર હતા. એવણનું મરણ પણ ત્યાંજ નીપજયું હતું.

---

### તા૦ ૨૮ મી અકટોબર.

શેઠ એદલજી જમશેદજી ખોરીએ "સોનાનાં મુલની ખોરશેદ" નામનો ગુજરાતી નાટક અસલની વિકટોરીયા નાટક મંડલીને માટે બનાવ્યો, તેનો હિંદુસ્થાંની ભાષામાં શેઠ મેહરાંમજી ફરદુનજી મરજબાંને તરજુમો કીધો હતો, તે નાટકનું હિંદુસ્થાંની જબાંનમાં ગુજરાતી હરફે એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[1]

---

### તા૦ ૧ લી નવેમબર.

સુરતવાલા ખાંનબાહદુર બરજોરજી મેહરવાંનજી ફરેજરે પોતાના બાવા મરહુમ શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરની યાદગારીમાં સુરત મધે નવાપરાના લટા તરફ રૂ૧૪૦૦૦)ને ખરચે ઘડીઆલ સાથનો એક મોટો મીનારો બંધાવી પ્રજાના વપડાશ માટે ખોલ્લો મુકયો હતો.[2]

---

### તા૦ ૩ જી નવેમબર.

રોજ ૧૩ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ રૂસતમજી હોરમજજી મોદીનાં વીધવા તથા મરહુમ શેઠ શોરાબજી વાછા ગાંધીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૦૦), દીકરાઓ શેઠો કુવરજી, બરજોરજી, જાંગીરજી, હોરમજજી રૂસતમજી મોદી, તથા નબીરા શેઠ નવરોજજી જમશેદજી મોદી અને વહુઓએ રૂ૬૫૦), ભાઇઓ શેઠો માણેકજી અને ખરશેદજી શોરાબજી વાછા ગાંધી તથા બેહનોએ રૂ૨૦૦), અને બીજાં ઓશીઓએ રૂ૧૦૨ મલી રૂ ૧૧૫૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

---

### તા૦ ૪ થી નવેમબર.

રોજ ૧૪ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ નવાજબાઇ તે મરહુમ શેઠ હોરમજજી પેશતનજી બાટલીવાલાનાં બેટી તથા શેઠ પેશતનજી નશરવાંનજી બાટલીવાલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા ઓશીઓએ મલી રૂ૫૫૨) ધર્મખાતાં-ઓમાં આપ્યા હતા.[4]

---

### તા૦ ૫ મી નવેમબર.

શેઠ દાદાભાઇ એદલજી પોહચખાનાંવાલાએ "બંદે-ખોદા" નાં પોતાનાં સરેશતાનાં નામથી "બરજો અને મેહેર સામીનઓજાર" ના નાટકની એક ચોપડી રચી પ્રગટ કીધી હતી.[5]

---

### તા૦ ૭ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં આતશબેહરાંમની શાલગરેહનાં જશનની મીજલસમાં દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણાએ દુકાલથી પીડાતા લાચાર ઇરા-ની જરથોસ્તીઓને મદદ કરવા માટે જરથોસ્તી ધર્મનાં કેટલાંક ફરમાનો વાંચી સંભળાવ્યાં હતાં, તથા શેઠ બહમનશાહ કાવ-શજી વકીલે ઇરાનથી અતરે આવેલા લાચાર ઇરાનીઓના વહીવટનો રીપોરટ વાંચી સંભલાવી તેમને મદદ કરવાને લોકોને અરજ કીધી હતી.[6]

---

### તા૦ ૭ મી નવેમબર.

મુંબઇની મ્યુનીસીપાલીટીના ઓહદેદારોના ગેરવહી-વટથી મ્યુનીસીપાલીટીનાં નાણાંની થાયલી હાલની હાલત

---

૧ "સોનાનાં મુલની ખોરશેદ. હીંદુસ્થાંની નાટક. વીકટોરીયા નાટક મંડલીને વાસતે ગુજરાતી ભાશામાં એદ-લજી જમશેદજી ખોરીએ બનાવીયો તે ઉપરથી એક પારસી ગરહસથે હીંદુસ્થાની જબાનમાં તરજુમો કીધોછે. હીંદુસ્થાની જબાન ગુજરાતી હરફે. મુંબઇ, દફતર આશકારા છાપાખાનાંમધે મેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીઉં તથા પરગટ કીધુંછે. સને ૧૮૭૧ ઇસવી."

૨ આ મીનારાની અગ્રવચમાં નીચલી તખ્તી મારેલીછે:—

"This Clock Tower was Erected<br>In memory of<br>MERWANJEE HORMUSJEE FRASER ESQ.<br>And for the convenience of the inhabitants of Surat<br>By his Son<br>KHAN BAHADOOR BURJORJEE MERWANJEE FRASER<br>At a cost of Rs. 14,000<br>A. D. 1871."

એમ મીનારો સાખંદ બાંધેલોછે. તેની ઊંચાઇ જમી-નથી ૮૫ ફીટ તથા દરેક બાજુની પોહલાઇ ૧૫॥ ફીટ છે. વચમાં ઘડીઆલ ગોઠવ્યુંછે, જેની તખ્તીનો ઘેરાવો ૫॥ ફીટનો છે. એ ટાવરને છેક મથાલેથી આખાં સુરત શેહરનો દેખાવ ઘણો સરસ દેખાયછે.

૩ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૭૧.

૪ જામે જમશેદ, તા૦ ૮ મી નવેમબર ૧૮૭૧.

૫ "બરજો અને મેહેર સામીનઓજાર નાટક. ચાર અંકી. બરજોનામાની દલીલ ઉપરથી પરશીઅન જોરાસટરી-અન નાટક મંડળીને માટે ખાસ ફરમાસથી બનાવનાર, "બંદેખોદા." મુંબઇ: ધી રિપોર્ટર્સ પ્રેસમાં મેરવાંનજી નવરો-જજી દારૂએ છાપીઓછે. ઇઅઝદજરદી શને ૧૨૪૧, ઇશવી સને ૧૮૭૧."

૬ જામે જમશેદ તા૦ ૮ મી નવેમબર ૧૮૭૧.

ઉપર વિચાર કરી તે બાબે જેમ વાજબી લાગે તેમ સરકારનાં ધીઆંનપર લાવવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવા માટે શેરીફ ડાકટર બાઉદાજી જોગ અતરેના ૧૪ ઇંગ્રેજ, ૧૫ હિંદુ, ૨ મુસલમાન, અને ૯ પારસી (શેઠો નવરોજજી માણેકજી વાડીઆ, નશરવાનજી જાંગીરજી વાડીઆ, પેશતનજી હોરમજજી સંતોક, હીરજીભાઇ મેહરવાનજી વાડીઆ, જમશેદજી નશરવાનજી તાતા, જાંહગીરજી ગુસતાદજી, એદલજી રૂસતમજી મોદી, રૂસતમજી બરજોરજી મોદી, હીરજીભાઇ હોરમજજી સરાફ) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને એક જાહેર સભા ટાઉન હાલમાં મેશરસ ફારબસની કું. વાલા મી૦ જે. એ. મેકડોનલડનાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. આ વેળાએ મ્યુનીસીપાલ બાબદ ઉપર ઘણાંક ભાષાણો તથા ઠેડાવો થયા બાદ સરકારપર એક અરજી મોકલવા સારૂં કમીટી નેમી સભા બરખાસ્ત થાઇ હતી. એ સભામાં પારસીઓમાં શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ વધુ ભાગ લીધો હતો.[1]

તા૦ ૮ મી નવેમબર.

શેઠ માણેકજી ફરદુનજી પટેલે ટેલીગ્રાફની સીગનલ કરવાનો એક નવી ઢબનો સાંચો બનાવી તે માટે હિંદુસ્થાનની સરકાર તરફથી પેટંટ મેલવ્યું હતું.[2]

તા૦ ૯ મી નવેમબર.

ડાકટર રીચરડ ગોશ નામના એક જરમન વિદ્વાને ઈ૦ સ૦ ૧૮૬૨ થી ૧૮૬૭ સુધી થયલાં પૂર્વ દેશોનાં ધર્મ સંબંધી લખાંણોની વાર્ષિક નોધમાંની બાબદોનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3]

તા૦ ૧૦ મી નવેમબર.

અહમદનગર શેહરમાં ઉનાલાના દીવસોમાં પાણીની ઘણી તાંણ ચાલવાથી એ તરફ આવેલા નાગાબાઈ નામના જહરાના અમલના મુસલમાંન પાદશાહોના વખતમાં બંધાવેલા નલોને દરૂસત કરાવી તે વતે શેહરમાં પાણી પોહચાનું કરવાને મુંબઇવાળા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે સરકારને રૂ૧૫૦૦૦) ની રકમ આપી હતી. આ રકમમાં બીજી એટલીજ રકમ સરકારે તથા એટલીજ રકમ ત્યાંની મ્યુનીસીપાલીટીએ ઉમેરી તે નલોને દરૂસ્ત કરાવી ઉપલા નાગાબાઈના જહરા સાથે બાંધી લીધા હતા, તથા જુદે જુદે ૧૭ ઠેકાણે પાણીના કરંજાની કુડીઓ બંધાવી હતી. જેથી શેહરના એક તૃત્યાંસ ભાગને પાણી મુફત મલવા લાગ્યું. શેઠ દીનશાહજીની આ સખાવતની યાદગારી કાએમ રાખવા માટે અહમદનગરની મ્યુનીસીપાલીટીએ ત્યાંની પારસીઓની દરેમેહરની સામે એક મોટો કારંજો રૂ૬૨૦૦) ને ખરચે બંધાવી તેનું નામ "પીટીટ કારંજા" કરી રાખ્યું હતું.[4]

તા૦ ૧૨ મી નવેમબર.

ખાંનબાહદુર બરજોરજી મેહરવાનજી ફરેજદરે સુરત જીલ્લાને લગતાં મોજે અઠવા ગામમાં એક મોટો કુવો તથા હવાડો બંધાવી લોકોને વાપડવાને ખોલો મેલ્યો હતો.[5]

તા૦ ૧૪ મી નવેમબર.

શેઠ જમશેદજી ખરશેદજી કામાજીએ લંડન મધે સોલીશીટરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[6]

તા૦ ૧૫ મી નવેમબર.

શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ "હિંદુસ્થાનનું મેહશુલ અને ઇનકમટાક્ષ" એ બાબદ ઉપર ગયે વર્ષ કરેલાં ચાર ભાષાણોનું એક ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.[7]

તા૦ ૧૬ મી નવેમબર.

રોજ ૨૬ માહ ૨ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—એ૦ જમશેદજી જીવણજી મોદી[8]—ઉમર વર્ષ ૬૪) એ૦ જીવણજી જમશેદજી મોદીના વડા દીકરા. એઓ કોલાબાની મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની દરેમેહરના ઈ૦ સ૦ ૧૮૩૬ માં તે પરઠાઈ ત્યારથી પંથકી હતા.

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૯ મી નવેમબર ૧૮૭૧.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૭ મી નવેમબર ૧૮૭૧.

૩ "Wissenschaftlicher Jahresbericht uber die morgenlandischen Studien 1862 bis 1867. Von, Dr. Richard Gosche. Heft I. Leipzig 1871."

૪ એ કારંજાની એક બાજુ ઊપર નીચલી તખ્તી કોતરાવીછે:—

"PETITE KARRANJA

This Karrunjah erected in commemoration of a gift of Rs. 15,000 from Mr. Dinshaw Manockjee Petite of Bombay towards the restoration of Nagabai aquiduct."

૫ એ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે:—

"શી દાદાર હોરમજદની મદદછે. મોજે અઠવા ગામમાં
"કુવો તથા હવાડો પાકો બંધાવી ધરમખાતે ગામ લોકોને
"તથા જાનવરો વગેરેને પાણી પીવા શારૂં સુરતવાશી પારશી
"ખાંનબાહાદર શેઠ બરજોરજી મેરવાંનજી ફરેજરવારાએ પોતાના
"ખરચથી બંધાવી આપેછે. શવંત ૧૯૨૮ શને ૧૮૭૧."

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૭૧.

૭ "હીંદુસતાનનું મેહેસુલ અને ઇનકમટાકસ. એવે નામનાં ચાર ભાશણો. ઇસટ ઇનડીયા આસોસીએશનની મુંબઇની શાખાની હજુરમાં કરનાર, કેખુશરો નવરોજજી કાબરાજી. મુંબઇ દફતર આશકારા છાપાખાંનામાં બેહરાંમજી ફરદુનજીની કંપનીએ છાપીયુંછે. સને ૧૮૭૧ ઇસવી."

૮ શમશુલ ઓલમાં એ૦ જીવણજી જમશેદજી મોદી, બી. એ. ના બાવા.

### તા૦ ૧૭ મી નવેમબર.

શેઠ જાંગીરજી ફરામજી મેહતા અને શોરાબજી મનચેરજી તાવરનવાળાએ મુંબઈ મધે ચંદનવાડીના રસ્તા ઉપર "સોરબ હાઈ સ્કુલ"ને નામે મેટ્રીક્યુલેશનના અભ્યાસ સુધી શિખવવાની એક સ્કુલ ઉઘાડી હતી.[1]

### તા૦ ૧૮ મી નવેમબર.

શેઠ કાવસજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઈ. એ અવરેના દેશીઓમાં ગામ્મોના હુનરના સુધારા કરવા માટે ઉભી થયલી "ધી સોરબ પ્રાજહાર ઓનાડ સોસાયટી"ને વાજીંત્રો મંગાવવા માટે ૬૦) પૌંડ ભેટ આપ્યા હતા.[2]

### તા૦ ૨૫ મી નવેમબર.

એડનવાળા શેઠ હોરમસજી રતનજી દાજનેરે આબીસીનીઆની લડાઈ વખતે ઈંગ્રેજ સરકારની નીમકહલાલ તથા ખાતરી ભરેલી નોકરી કરનેર ખાતાંના સંબંધમાં બજાવ્યાથી તેમને નામદાર સરકારે એક ચાંદ ભેટ આપ્યો હતો.[3]

### તા૦ ૨૮ મી નવેમબર.

સુરતના કલેક્ટર મી૦ ટી. સી. હોપને મુંબઈના મ્યુનીસીપલ કમીશનર નેમ્યાથી તેવણનાં માનમાં આજ દીને ત્યાંના રેહવાસીઓનો એક મોટો મેલાવડો મ્યુનીસીપાલ હાલમાં મીર ગુલામબાબા ખાનસાહેબનાં પ્રમુખપણાં હેઠલ થયો હતો. પ્રમુખની સુચનાથી શેઠ કેખશરૂ હોરમજજી આલપાઈવાલાએ એક સુનાખીત ભાખણમાં મી૦ હોપે સુરતમાં કરેલા સુધારા વગેરેની કારકીરદીનું બયાન કરી તે નામદારનો સુરતની રૈયત તરફથી મોટો ઉપકાર માની તેને નવા ઓહદા ઉપર મુબારકબાદી તથા ફતેહ ચાહી હતી. મી૦ હોપે ઘણી લાગણીથી તેનો જવાબ વાલ્યા બાદ પાનસોપારી લઈ મેલાવડો બરખાસ્ત થયો હતો.[4]

### તા૦ ૫ મી ડીસેમબર.

નવસારીના એક પારસી ગ્રહસ્થ શેઠ ફેરોઝશાહ લીમજીભાઈએ ખરગપોર રાજ્યનાં ગામ મોગેડે ખડકી મધુરીમાં એક મોટું પાંજરૂં બનાવી તેમાં જીવતું બકરૂં મેળી તેની લાલચે આવતા કેટલાક વાઘોને ઘેરીને મારી નાખ્યા હતા, તેમજ તેઓના એક ભાઈ શેઠ ડોસાભાઈ લીમજીભાઈએ વગર હથીયારે ડાંગોઝાં વતે એક વાઘ માર્યો હતો.[5]

### તા૦ ૧૦ મી ડીસેમબર.

રોજ ૨૦ માહ ૩ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ દીનશાહજી હોરમજજી દરજી એડનવાળાનાં વારસાનાં ઉઠમણાંમાં તેમના પોતાની પુંજીમાંથી રૂ૫૫૦), દીકરાઓ શેઠો કાવશજી, દોરાબજી, અને પેશતનજી દીનશાહ એડનવાળા તથા વહુઓ બાઈઓ જરબાઈ, ડોશીબાઈ, અને દીનબાઈએ રૂ૧૪૦૦), તથા બીજાં એશીઓએ રૂ૪૫૦ મળી રૂ૨,૪૦૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[6]

### તા૦ ૧૨ મી ડીસેમબર.

રોજ ૨૨ માહ ૩ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

નામદાર માહરાંણી વિકટોરીયાનો પાતવી કુંવર તથા ઈંગ્રેજી રાજની ગાદીનો વારસ શાહજાદો પ્રીનસ ઑફ વેલસ જે હાલમાં અતી સખ્ત માંદગી ભોગવતો હતો તે મહાડો પાક પરવરદેગાર આ શાહજાદાને તંદરોસ્તી બખશે એવી દોઆ ગુજારવાને આજ સાંજે મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીવાલાં આતશબેહરામમાં હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ; હાનરેબલ બેહરામજી જીજીભાઈ, શેઠો ફરામજી નશરવાનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, અને ખરશેદજી ફરદુનજી પારખે જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને નોતરયા હતા. તે મુજબ સાંજનાં ૪ કલાકે જરથોસ્તીઓની મોટી સંખીઆ ત્યાં ભેગી મલી હતી. જશનની ક્રિઆ શરૂ કીધા આગમજ દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાનાએ નેક પાદશાહ અને તેનાં કુટુંબની આબાદી ચાહવાને જરથોસ્તીઓ કેટલા બંધાયલાછે તે માટે એક ટુક વાએજ કીધી હતી. જશનમાંથી ફારેગ થયા પછે સર્વે લોકો સાંમે દરીયે કીનારે બંદગી કરવાને ગયા હતા. એજ મુજબ એજ વખતે ચંદનવાડી ખાતે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરામમાં પણ એક જાહેર જશન કરવામાં આવ્યું હતુ, જેની સેવટે દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ શાહજાદાને તે ફીરતાર તંદરોસતી બખશે તે માટે અવસ્તામાં જોડેલી એક બંદગી તથા તેનો ગુજરાતી તરજુમો વાંચી સંભલાવ્યો હતો.[7]

---

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૫ મી નવેમબર ૧૮૭૧.

એ સ્કુલમાંથી શેઠ જાંગીરજી ઈ. સ. ૧૮૭૯ માં છુટા પડયા હતા, અને શેઠ શોરાબજી ૧૮૮૧ માં તેની સાથે આલફ્રેડ એન્ડ પારસી હાઈ સ્કુલો જોડી નાખી છુટા પડયા હતા. તા૦ ૧ લી અક્ટોબર ૧૮૮૨ થી તેની માલેકી શેઠ ફરામજી બહમનજી પેશતનજી માસ્ટર, બી. એ. એ લીધી હતી, અને ૧૮૮૦ માં તે શેઠ નશરવાનજી ખરશેદજી નાઇનજીની "ચંદનવાડી હાઈ સ્કુલ" સાથે જોડી નાખી "સોરબ એન્ડ ચંદનવાડી હાઈ સ્કુલ" નાં નામથી ચાલુ કીધી હતી, જે હજુ સુધી તેજ નામથી શેઠ ફરામજી હસ્તક ચાલેછે.

૨ ટાઈમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૦ મી નવેમબર ૧૮૭૧.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૨.

૪ ટાઈમસ ઑફ ઇંડીઆ, તા૦ ૫ મી ડીસેમબર ૧૮૭૧.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી જાનેવારી, ૧૮૭૨.

૬ જામે જમશેદ, તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૭૧.

૭ જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૭૧.

એજ મુજબ એજ દીને પુણાં મધે પણ મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાળી દરેમેહેરમાં તથા મરહુમ સર જમ

તા૦ ૧૩ મી ડીસેમબર.

શેઠ બી. જી. શરાફે "સપ્તશતી અથવા ચંડીપાઠ" એ નામના માર્કંડેય પુરાણના ખંડનું શેઠ મેહેરવાંનજી નશરવાંનજી વાડીઆ પાસે ગુજરાતીમાં ભાષાંતર કરાવી તેનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[1]

શેઠજી જીજીભાઈવાલી દરેમેહરમાં સર્વે જરથોસ્તીઓએ ભેગા મલી બંદગી કીધી હતી. પેહેલે ઠેકાંણે ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાએ તથા બીજે ઠેકાંણે ખાંનબાહદુર પદમજી પેશતનજીના વડા બેટા શેઠ દોરાબજી પદમજીએ અસરકારક બંદગીઓ વાંચી સંભલાવી હતી. વળી તા૦ ૧૭ મી ડીસેમબરે કલકતા મધે પણ શેઠ માણેકજી રૂસતમજી બનાજીનાં ઇજનથી સર્વે જરથોસ્તીઓ ત્યાંની દરેમેહરમાં બંદગીને માટે ભેગા મલ્યા હતા. અહમદનગર મધે પણ તા૦ ૧૬ મી ડીસેમબરે મેશરસ ખરશેદજી એંડ સનસનાં ઇજનથી સર્વે જરથોસ્તીઓ ત્યાંની દરેમેહરમાં બંદગી કરવા ભેગા મલ્યા હતા. ભરૂચ મધે પણ તા૦ ૨૮ મી ડીસેમબરે એક જશન એ૦ મેહરવાંનજી મનચેરજી દસ્તુર કામદીનની આગેવાંની હેઠલ થયું હતું, જ્યાં એ૦ કેખશરૂ પેશતનજી શીક્ષાગુરૂએ તથા એ૦ દાદાભાઈ ફરદુનજીએ નામદાર શાહજાદાની તંદરોસ્તી ચાહી હતી, તથા છેલા ગ્રહસ્થે અવસ્તાની શાહદતથી બતાવી આપ્યું કે જરથોસ્તી ધર્મની રૂહે દરેક પારસી પોતાના રાજકર્ત્તા તરફ વફાદારી અને પ્રીતી દેખાડવાને બંધાયલોછે. સુરત મધે પણ તા૦ ૨૯ મી ડીસેમબરે મરહુમ શેઠ દાદાભાઈ નશરવાંનજી મોદીવાલાં શેહનશાહી આતશ બેહરાંમમાં એક જશન તથા બંદગી કરવામાંઆવી હતી.

ઊપલી સઘળી પારસીઓએ કરેલી બંદગીના સમાચાર ઇંગલાંડ તારની મારફતે ગયા પછી કેહછે કે નામદાર શાહજાદાની તબીયતમાં થોડોક સુધારો થયો હતો. એ માટે ત્યાંનાં નામીચાં "સ્પેકટેટર" પત્રના તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૭૧ ના અંકમાં લખેછે કે "પશ્ચિમ હિંદુસ્થાંનનાં સઘળાં આતશ કદેહોમાં એક જાત કે જેની આગલ આપણે તો આજ કાલના છૈયે, અને જેઓની બંદગી તથા ધર્મ આગલ આપણો ધર્મ તો જાણે ગઈ કાલનો છે—તેઓએ બંદગી કરી એ એક નવાઈ જેવો બનાવ બનયોછે. માનવંત પારસીઓ સાંભલીને ખુશી થાશે કે તેઓની જ્યાંસુધી બંદગી થાઈ નહિ ત્યાંસુધી શાહજાદાની બીમારીએ સારો દેખાવ પકડયો ન હતો." એ બાબે લખતાં "બોમ્બે ગેઝેટ" નો તે તરફનો ખબર પત્રી લખેછે કે:—

The *Spectator* thinks "the solemn service performed on his behalf in all the fire temples of Western India by a race to which his own is modern, and under forms before which our rituals are of yesterday," one of the most dramatic of all the unexpected incidents to which the Prince's illness gave rise. It may gratify the worthy Parsees to know that it was not till after their devotions had been performed that the illness took a favourable turn. To them at least in this case the *post hoc* will be identical with the *proper hoc*.

[*Bombay Gazette*, 13th *January* 1872.]

---

તા૦ ૧૪ મી ડીસેમબર.

રોજ ૨૪ માહ ૪ (કo) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—ફરાંમજી મોટાભાઈ વકીલના (ઉમર વર્ષ ૨૪). સુરતવાલા શેઠ મોટાભાઈ પેશતનજી વકીલના ત્રિજા દીકરા. એવણે તા૦ ૩ જી જાંનેવારી ૧૮૬૮ થી સુરત મધે શાહપુરના લતાપર અંગ્રેજી શિખવવાની એક સ્કુલ પોતાના ભેગી શેઠ બરજોરજી નશરવાંનજી વકીલ સાથે મલી ઉઘાડી હતી. શેઠ બરજોરજીએ ૧૧ વર્ષમાં પોતાનો સંબંધ છોડવાથી એઓએ એકલાએ તે પોતાનાં મરણ સુધી ચલાવી હતી.

---

તા૦ ૧૪ મી ડીસેમબર.

શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાને આવતાં ઇ૦ સ૦ ૧૮૭૨ નાં શાલના મુંબઈના શેરીફ તરીકે નામદાર સરકારે નેમ્યા હતા.

ડાકટર રૂસ્તમજી જમશેદજી નાદરશાહને નામદાર સરકારે મુંબઈનાં શીતલાખાતાંના કામચલાઉ સુપરીટેંડંટ નેમ્યા હતા.[2]

---

તા૦ ૧૮ મી ડીસેમબર.

શેઠ રતનજી ફરાંમજી વાછાએ "પંચાંગ પોથી" નામનું સવંત ૧૮૦૧ (ઇ૦ સ૦ ૧૭૪૫) થી તે ૧૯૨૭ (ઇ૦ સ૦ ૧૮૭૧) સુધીની હિંદુ, ઇસાઈ, પારસી, મહમદીઆંન તથા ચીનાઈ તારીખોના જમાવનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[3] એ પુસ્તક એઓએ પોતાના માન-

---

૧ "સપ્તશતી અથવા ચંડી પાઠ, એ નામના માર્કંડેય પુરાણના ખંડનું ગુજરાતી ભાષાંતર; કરતા. વેનકતરામ સ્વામી પંડિતનાં અંગ્રેજી ઊપરથી. પ્રસિદ્ધ કરનાર, બી. જી. શરાફ. મુંબઈ: ગણપત કૃષ્ણાજીનાં છાપાખાનાંમાં એણિજ કયુરેટરની આગ્નાથી નારો કૃષ્ણ કમાલેએ છાપ્યું. ૧૮૭૧."

એ ભાષાંતર શેઠ મેહેરવાંનજી નશરવાંનજી વાડીઆએ કીધું હતું એમ તે વેળાનાં સર્વે વર્તમાન પત્રોમાંથી જણાય છે, તથા એવણનાં ૧૮૭૩ માં પ્રગટ કરેલાં "દાસ્તાંને દેલરૂબા" નામનાં પુસ્તકમાં પણ એ વિષેની જાહેર ખબરમાં એમનું નામ લખેલું છે.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૭૧.

૩ "પંચાંગ પોથી, જે મધે સંવત ૧૮૦૧ થી તે ૧૯૨૭ સુધી કુલ વરસ ૧૨૭ ની હીંદુ. ઇસાઇ, પારસી, મહમદીયાન તથા ચીનાઇ તારીખો જે પુરૂષર્વોના જુદા જુદા ભાગો પર વપરાયછે તેનો જમાવ કરીને તેમને લગતી કેટલીક જાણવા જોગ બાબદોની નોંધ સાથે શેઠવી રતનજી ફરાંમજી વાછાએ તઇઆર કરીછે. મુંબઇ: યુનીયન પ્રેસમાં નાનાભાઇ રૂસ્તમજી રાણીનાએ છાપીછે. સંવત ૧૯૨૮—ઇસવી ૧૮૭૧—યજદેજરદી ૧૨૪૧."

વંતા મિત્રો શેઠો આદરજી શાપુરજી ગુજરાતી તથા પેશતનજી શાપુરજી માસ્ટરને અર્પણ કીધું હતું.

---

તા૦ ૨૩ મી ડીસેમબર.

**અતરેની** ફ્રેંચ બેંકનો માનેજર મી૦ ઘ. જે. હારડકેસલ જેણે પોતાના ઓહ્દા ઉપર દેશી દલાલો સાથે ઘણી ભલી ચાલ અને રેહમદીલી બતાવી હતી. તે આજ દીને પોતાને વતન સીધારવાથી તેને અતરેના દેશી દલાલો તરફથી ફ્રેંચ બેંકમાં એક માનપત્ર આપવામાં આવ્યું હતું. એક દલાલ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચાએ માનપત્ર વાંચી સંભળાવ્યું, જેનો મી૦ હારડકેસલે ઘટતો ઉતર વાલ્યા બાદ પાન ગોલાબ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૬ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ ફરામજી દીવેચા[2]—ઉમર વર્ષ ૬૧) શેઠ ફરામજી પેશતનજી દીવેચાના ત્રિજા દીકરા. એવણ પ્રથમમાં મુંબઇના દરેક ગવરનરોનાં ઘરખાતાંના હીસાબ લખનાર હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૫ માં પોતાના બાપનાં મરણ બાદ ગવરમેંટ હાઉસમાં હેડ-સ્ટુઅરડ થયા હતા. ઇ૦ સ૦ ૧૮૬૬ માં એવણે પેનશન લઇ ઓહ્દો છોડયો હતો, અને તે વખતથી ગવરમેંટ હાઉસમાંથી પારસી કારભારીઓનો પગદંડો નીકલી ગયો હતો.

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

રોજ ૬ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને પુનાં મધે આકોલાના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બેહમનજી જામાસપજી જામાસપ આશાનાના દીકરા એ૦ જાહંગીરજીનાં ઉઠમણાંમાં તેમના બાપ તથા બીજા એશોએ રૂ ૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[3]

---

તા૦ ૨૬ મી ડીસેમબર.

આજ દીને અમલશાડનાં રેલવે સ્ટેશન આગલ કલકતાવાલા મરહુમ શેઠ નવરોજજી નશરવાનજી ગજધરની પુંજીમાંથી તેમના વારેસોએ એક કુવો બંધાવી ધરમ ખાતે આપ્યો હતો.[4]

---

૧ જામે જમશેદ, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૭૧.

૨ શેઠો દીનશાહ અને શોરાબજી દાદાભાઇ દીવેચાના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૭૧.

૪ આ કુવાપર નીચે પ્રમાણેની તખ્તી મારેલીછે:—

"શવંત ૧૯૨૭ નાં પોશ શુદ ૪ વાર સોમ તા૦ ૨૬ ડીસેમબર સને ૧૮૭૧ રોજ ૬ માહ ૪ શેનશાહી

"શને ૧૨૪૦ ઇઅજદેજરદી ને દીને પારશી નવરોજી નશર-

"વાંનજી ગજદર બેહેસતી થઆ તેવનનાં પુનને સારૂં પોતાની

"પુંજીમાંથી અમલસાડનાં ઇશટેશન આગલ અંગરેજ

"સરકાર પાસેથી વરમની જમીન લઇને આ કુવો બંધાવી

"સરવ લોકોને ધરમ ખાતે વાપરવા આપેઓછે."

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

નવસારી મધે આજ દીને એ૦ માણેકજી ખરશેદજી દોરડીના બેટા મનચેરજી નાવર થયા તેની ખુશાલીમાં તેમના બાપ તથા કાકાઓ તે એ૦ ખરશેદજી મનચેરજી દોરડીના છોકરાઓએ નવસારી મધે ઉભી થતા પેહલા દસ્તુર મેહરજીરાંણા કેતાબખાંનાંમાં પોતાની પાસનાં જુદાં જુદાં ૨૦૪) પુસ્તકો તંદરોસ્તી પઢાવી ભેટ આપ્યાં હતાં.[5]

---

તા૦ ૩૧ મી ડીસેમબર.

રોજ ૧૧ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

બીલીમોરાની પાસે આવેલાં ચીકલી ગામ મધે અંજુમનના ઉધરાતથી બંધાવવામાં આવનારાં દોખમાંનો તાંણો પુરવાની ક્રિઆ આજ દીને કરવામાં આવી હતી. આ વેળાએ જરથોસ્તી મરદો તથા ઓરતોનો એક મોટો મેલાવડો ભેગો મલયો હતો. ક્રિઆનું ઉપરીપણું નવસારીવાલા દસ્તુર માહીઆરજી કેકોબાદજીની ગેરહાજરીમાં તેમના ભાઇ દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણાએ કીધું હતું, તથા એ દોખમાંનાં ફંડની આગેવાંની કરનાર શેઠ દીનશાહજી માણેકજી પીટીટજી મુંબઇથી ક્રિઆમાં શામેલ થવાને આવ્યા હતા. એ કામની સર્વે મેનીજ શેઠો ફરામજી તથા દોરાબજી હોરમજજી ગજધરે કીધી હતી.[6]

---

૫ જામે જમશેદ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૨.

૬ જામે જમશેદ, તા૦ ૩ જી જાનેવારી ૧૮૭૨.

એ તાંણો પુરવાની ક્રિઆમાં શામેલ થવાને મુંબઇ તથા બીજાં દેશાવરોના સર્વે જરથોસ્તીઓને એ કામના માનેજરોએ તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૭૧ નાં વર્તમાનપત્રોમાં જાહેર ખબર છપાવી એજન કીધું હતું.

એ દોખમાંનાં "લાભનો પથર" બેસાડવાની ક્રિઆ તા૦ ૮ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને ગામના સર્વે જરથોસ્તીઓની હજુરમાં કરવામાં આવી હતી. "એક શીશામાં ચાલુ શાલના શીકાઓ તથા ગુજરાતમાં આગલ ચાલતા શીકાઓ ભરી કેટલાંક ગુજરાતી અને ઇંગરેજી પતરો સાથ આ પથર હેઠલ મેલીઆમાં આવીઊંચ. આ મધે એક રૂપાંની તકતી બનાવી તે ઉપર ઇંગરેજી તથા ગુજરાતી શાલનો લેખ કોતરીઆમાં આવીઓચ અને તે આ શીશા સાથ હેઠલ મેલીઆમાં આવીચ."

(જામે જમશેદ, તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૭૨.)

### તા૦ ૩૧ મી ડીસેમબર.

આએ વર્ષમાં ઈવીને તા૦ ૧ લી જાનેવારીથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૭૧ સુધીમાં મુંબઈના પારસીઓમાં **૫૨૬** જન્મ—જેમાં ૨૬૪ છોકરા અને ૨૬૨ છોકરી—નોધાયાં હતાં.

એજ વર્ષમાં મુંબઈ મધે પારસીઓમાં **૨૨૮** જોડાંનાં લગન તથા **૩૨** જોડાંનાં ગગરનાં નીચે મુજબની વીગતે થયાં હતાં:—

| | | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|---|
| **લગન**— | ૭ થી ૧૦ વર્ષનાં .. | ૨* | ૧૫ | ૧૭ |
| | ૧૧ થી ૧૫ વર્ષનાં .. | ૨૭ | ૧૩૭ | ૧૬૪ |
| | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૭૫ | ૬૩ | ૧૩૮ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૮૧ | ૧૦ | ૯૧ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૨૯ | ૩ | ૩૨ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૧૦ | ૦ | ૧૦ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૨ | ૦ | ૨ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૨૨૮ | ૨૨૮ | ૪૫૬ |
| **ગગરનાં**— | ૧૬ થી ૨૦ વર્ષનાં .. | ૦ | ૮ | ૮ |
| | ૨૧ થી ૨૫ વર્ષનાં .. | ૨ | ૧૧ | ૧૩ |
| | ૨૬ થી ૩૦ વર્ષનાં .. | ૪ | ૭ | ૧૧ |
| | ૩૧ થી ૩૫ વર્ષનાં .. | ૬ | ૫ | ૧૧ |
| | ૩૬ થી ૪૦ વર્ષનાં .. | ૧૩ | ૧ | ૧૪ |
| | ૪૧ થી ૪૫ વર્ષનાં .. | ૫ | ૦ | ૫ |
| | ૪૬ થી ૫૦ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | ૫૧ થી ૫૫ વર્ષનાં .. | ૧ | ૦ | ૧ |
| | | ૩૨ | ૩૨ | ૬૪ |

એજ વર્ષમાં મુંબઈ મધે પારસીઓમાં નીચે મુજબની વીગતે **૯૯૪** મરણ નિપજ્યાં હતાં:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| તરતનાં જનમેલાં...... | ૫૫ | ૩૮ | ૯૩ |
| ૧ દીનથી ૧ માસ સુધીનાં .. | ૪૯ | ૩૩ | ૮૨ |
| ૧ માસથી ૧ વર્ષ સુધીનાં .. | ૭૯ | ૬૨ | ૧૪૧ |
| ૧ થી ૫ વર્ષનાં...... | ૯૫ | ૯૫ | ૧૯૦ |
| ૬ થી ૧૦ વર્ષનાં...... | ૧૭ | ૨૩ | ૪૦ |
| ૧૧ થી ૨૦ વર્ષનાં...... | ૨૧ | ૧૯ | ૪૦ |
| ૨૧ થી ૩૦ વર્ષનાં...... | ૨૮ | ૨૮ | ૫૬ |
| ૩૧ થી ૪૦ વર્ષનાં...... | ૩૨ | ૧૭ | ૪૯ |
| ૪૧ થી ૫૦ વર્ષનાં...... | ૨૮ | ૨૯ | ૫૭ |
| ૫૧ થી ૬૦ વર્ષનાં...... | ૫૪ | ૨૦ | ૭૪ |
| ૬૧ થી ૭૦ વર્ષનાં...... | ૫૧ | ૩૧ | ૮૨ |
| ૭૧ થી ૮૦ વર્ષનાં...... | ૨૬ | ૩૮ | ૬૪ |
| ૮૧ થી ૯૦ વર્ષનાં...... | ૧૦ | ૧૧ | ૨૧ |
| ૯૧ થી ૧૦૦ વર્ષનાં...... | ૧ | ૩ | ૪ |
| ૧૦૧ થી ૧૦૫ વર્ષનાં...... | ૧† | ૦ | ૧ |
| | ૫૪૭ | ૪૪૭ | ૯૯ |

* એમાં એક ૭ તથા બીજો ૯ વર્ષનો છોકરો હતો.

એ ૯૯૪) મરણ નીચલા લતાઓ ઉપર થયાં હતાં:—

| | | | |
|---|---|---|---|
| કોલાબા .... | ૫ | બાહેરકોટ .... | ૧૨૯ |
| કોટ ...... | ૩૩૯ | ખેતવાડી .... | ૬૮ |
| ધોબીતલાવ .. | ૨૩૦ | કામાઠીપુરા .. | ૧ |
| કરેલવાડી.... | ૧૮ | ફાકલંડ રોડ .. | ૨ |
| ગીરગાંમ .... | ૯ | દંકન રોડ .. | ૧ |
| ચોપાતી .... | ૫૧‡ | ભીંડીબજાર.... | ૪૪ |
| ગ્રાંટ રોડ.... | ૬ | ભાંએખલા.... | ૧૪ |
| તારદેવ .... | ૨ | મજગાંમ .... | ૩૫ |
| ગોવાલીઆ .. | ૧૩ | મોઠ ..... .. | ૧ |
| ખંબાલા .... | ૩ | પરેલ ...... | ૯ |
| માહાલક્ષમી.... | ૩ | ચીંચપોગલી .. | ૧ |
| વાલકેશર .... | ૨ | દાદર ...... | ૧ |
| | | માહીમ ...... | ૩ |
| | | વાંદરા ...... | ૨ |
| | | કુરલાથી .... | ૧ |
| | | વાહણમાંથી.... | ૧ |
| | | | ૯૯૪ |

એ ૯૯૪) મરણ નીચલાં કારણોથી નિપજ્યાં હતાં:—

| | |
|---|---|
| તાવ ...................... | ૨૨૩ |
| જ્ઞાનતંતુને લગતાં દરદો .......... | ૧૨૩ |
| ફેફસાંને લગતાં દરદો .......... | ૬૨ |
| લોહીવીકારને લગતાં દરદો .......... | ૧૩ |
| જલંદર...................... | ૧૪ |
| શીતળા ...................... | ૨૧ |
| ગોવરૂં ...................... | ૧૩ |
| કોલેરા ...................... | ૧૨ |
| મરડો તથા પેટ ................ | ૧૫૬ |
| પીશાબને લગતાં દરદો .......... | ૬ |
| છુપા ભાગને લગતાં દરદો .......... | ૮ |

† એ એક ૧૦૧) વર્ષનો પુરૂષ હતો.

‡ ચોપાતી મધે લાચાર ઈરાનીઓની ધર્મશાળામાં ઈરાનના દુકાલથી પીડાતા ઘણાક જરથોશ્તીઓ અતરે આવી મરણ પામવાથી ચોપાતીનાં મરણની આ સંખીઆ મોટી થાઇછે. એ શાલના જુનથી તે ડીસેમબર સુધીમાં ઈરાનથી આવેલા ૪૨) જરથોશ્તીઓ મુંબઈમાં મરણ પામ્યાં હતાં.

| | |
|---|---|
| આમડીને લગતાં દરદો .............. | ૮ |
| હાલચાલ તથા તંતુને લગતાં દરદો ...... | ૩ |
| તરતનાં જન્મેલાં .................. | ૯૩ |
| રગતપીત ...................... | ૧ |
| જાહરી તથા નાકવતી............... | ૧૬૬ |
| બીજાં દરદો ..................... | ૫૬ |
| આપઘાત ...................... | ૮ |

(૪ જેહર ખાઈને.
૩ કુવામાં પડીને.
૧ દરીઆમાં ડુબીને.)

આપઘાત કરી મરણ પામેલાં આઠ જણામાં સાત પુરૂષ અને એક સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૫૪) વર્ષના ખરાબ સ્વભાવના બયરચીએ કાંઇ જણાયલાં કારણ વગર, તથા એક ૧૨ વર્ષના છોકરાએ સ્કુલમાં લેશન નહીં કરવાથી બાપે ધમકાવ્યાથી, તથા એક ૧૭) વર્ષના નબલાં મગજના છોકરાએ કાંઇ જણાયલાં કારણ વગર કુવામાં પડીને; એક ૨૦) વર્ષના બયરચીએ બાઇએ ધમકાવ્યાથી, તથા એક ૩૦) વર્ષનાએ બાયડી સાથે કજીઆ થવાથી, તથા એક ૨૨) વર્ષનાએ કાંઇ જણાયલાં કારણ વગર જેહર ખાઇને; તથા એક ૩૨) વર્ષના દુખારો બેકારીને લીધે મગજ નબલું પડવાથી દરીયામાં પડી આપઘાત કીધા હતા. સ્ત્રીઓમાં એકજ ૩૦ વર્ષનીએ ભથાર બે વર્ષ થયાં મુકીને જતો રેહવાથી જેહર ખાઇને આપઘાત કીધો હતો.

| | |
|---|---|
| હોનારત, અકસ્માત, વગેરે............ | ૭ |

(૨ બારીએથી પડી જવાથી.
૧ કુવામાં નાહતાં.
૧ દરીયે કીનારે ફીકરૂં આવવાથી.
૧ સીહડીનાં ડાંડીઆંપરથી પડી જવાથી.
૧ દાલપરથી આગ ગાડી ચાલી જવાથી.
૧ ભુલથી આરસનીક ખાધાથી.)

અકસમાતથી મરણ પામેલાં સાત જણામાં છ પુરૂષ અને એક સ્ત્રી હતાં. પુરૂષોમાં એક ૧૯) વર્ષનો દરીયે કીનારે ભણતાં ફીકરૂં આવવાથી દરીયામાં ડુબી જઈ, એક ૧૫) વર્ષનો છોકરો કુવામાં નાહતાં ડુબી જવાથી, એક ૩૩) વર્ષના ઊપર ચાલતી ટરેન ફરી જવાથી, એક ૧૧) વર્ષના છોકરાએ ખાંડને બદલે ભુલથી આરસનીક ખાવાથી, એક ૪) વર્ષનો છોકરો બારીએથી રમતાં ડુંક રસ્તામાં પડી જવાથી તથા એક ૪૦) વર્ષનો પીધેલાની બાહરમાં ત્રિજા માલની બારીએથી પડી જવાથી મરણ પામ્યા હતા. સ્ત્રીઓમાં એકજ ૩) વર્ષની બુચી ઓટલાની સીહડીનાં ડાંડીઆંપરથી પડવાથી હાડકું ભાગાથી મરણ પામી હતી.

વળી એજ વર્ષમાં મુંબઇ મધે ૧૦૧ પારસીઓએ નાદાર દેવાદારોની કોરટનો આસરો મેલવવાને અરજી કીધી હતી, જેમાં બે ઓરતો પણ હતી.

## ઈ૦ સ૦ ૧૮૭૨.

આએ વર્ષનાં "ટાઇમસ ઓફ ઇંડીઆ" નાં કાલેનડરમાં[1] અગલી પીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફક છે.

**જાંઇટ સ્ટાક કુંપનીઓ**

અલેકજાંડરા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં શોરાબજી નવરોજજી વાડીઆ, જાંગીરજી હોરમસજી મોદી.

અલેકજાંડરા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં ખુરશેદજી નોશરવાનજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી.

બાલવંત માલજી એંડ પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ, હોરમસજી બેહેમનજી વાડીઆ.

બોમ્બે પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં રૂસ્તમજી દાદાભાઇ કામાજીનું નામ વધારે.

કોલાબા પ્રેસ કુંપનીના ડાએરેકટરોમાં હીરજીભાઇ જાંગીરજી રેડીમનીને બદલે હોરમસજી બેહેમનજી વાડીઆ

ગ્રેટ ઇસ્ટરન સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીના ડાએરેકટરોમાં નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇનું નામ વધારે.

પોરટ કાનીંગ લેંડ કુંપનીના ડાએરેકટરોમાં દીનશાહજી માણેકજી પીટીટ; કાનીંગ ખાતે એજંટ, કાવશજી એદલજી ખંભાતા.

**ફડચામાં ગયલી કુંપનીઓ—**

વિકટોરીઆ પ્રેસ કુંપની ઓફ મધરાજ—લીકવીડેટર, શોરાબજી શાપુરજી માસ્ટર.

**પારસી વ્યાપારી પેહડીઓમાં વધારે—**

અરદેશર ફરાંમજી મુસ.
બાહમનજી માણેકજી પંથકી.
મનચેરજી બહમનજી પંથકી.
કાવશજી જાંગીરજી એંડ કુંપની.
કાવશજી જાંગીરજી ગજધર.
દાદાભાઇ રૂસતમજી.
ખરશેદજી રૂસતમજી.

---

1 The "Times of India" Bombay Calendar and Directory for 1872. Bombay: Printed and published at the "Times of India" Office.

ધનજીભાઈ રતનાગર એંડ કું૦ના ભાગયાઓમાં પીરોજશાહ પેશતનજી મેહરહોમજીનું નામ વધારે.

દીનશાહ શોરાબજી એંડ કું૦.

નશરવાંનજી માણેકજી (પીટીટ) એંડ કું૦.

રતનશાહ અરદેસર પારખ.

એસ. પી. ફરામજી એંડ કું૦.

શોરાબજી પેશતનજી ફરામજી

નવરોજજી નાનાભાઈ ફરામજી.

શરીફ મોલેમહમદ એંડ કું૦.

રતનજી મોરાભાઈ પટેલ.

**યુરોપ્યન પેહડીના પારસી દલાલોમાં વધારે—**

ફીનલે મયુર એંડ કું૦—ફરામજી એદલજી દાવર.

મનરો ન્યુમન એંડ કું૦—મેહરવાંનજી નશરવાંનજી (પટેલ) સનસ એંડ કું૦.

થામસ સ્ટુઅરટ એંડ કું૦—માણેકજી એંડ પેશતનજી.

**પારસી દુબાશોમાં વધારે—** મેહરાંમજી પેશતનજી, કાવશજી દીનશાહ, કાવશજી એંડ નશરવાંનજી, દાદાભાઈ હોરમજજી, ફરામજી બહમનજી (શેઠના) એંડ કું૦, જમશેદજી જાંગીરજી (સુલીપારખના), પેશતનજી હોરમજજી (હાંડીસન) સનસ, રતનજી બહમનજી એંડ કું૦, શોરાબજી એંડ પેશતનજી, (શોરાબજી એદલજી દુબાશ, પેશતનજી મેહરવાંનજી દુબાશ, એદલજી મેહરવાંનજી દુબાશ).

**નોલના દલાલો—** ભીખાજી રૂસતમજી, મનચેરજી જીવણજી મેહતા, પીરોજશાહ કાવશશાહ નાણાંવટી, ટેલર નશરવાંનજી એંડ કું૦

**તબેલાવાલાઓમાં વધારે—** દાદાભાઈ બહમનજી (પાલખીવાલા.)

**વાજીંત્રો વેચનાર**—નવરોજજી બહમનજી (મેહરહોમજી)ની કું૦

**શેર બ્રોકરોમાં વધારે—** અરદેસર ભીમજી (બીલીમોરીઆ), કાવશશાહ એદલજી તંબુવાલા, ધનજીભાઈ પેશતનજી માહાલક્ષમીવાલા, દીનશાહ એદલજી ચાકુવી, દીનશાહ ડોસાભાઈ શામેદાર, હીરજીભાઈ શોરાબજી, મનચેરજી ભાઈજી, મનચેરજી નવરોજજી માસ્ટર, નશરવાંનજી કેરશાસપજી તાતા, નવરોજજી નશરવાંનજી મામા, રૂસતમજી નવરોજજી બીલીમોરીઆ.

**શીપીંગ એજંટો—** દારાશાહ રતનજી ચાયગર, મેહરવાંનજી પેશતનજી ચાયગર.

**ઘડીઆલીઓમાં વધારે—** મેહરવાંનજી ખરશેદજી, નવરોજજી કાવશજી,

**પારસી પોસ્ટ માસતરો—** ખાંનસાહેબ ખરશેદજી પાલણજી લાલકાકા, ગુજરાતના ઈનસ્પેકટીંગ પોસ્ટમાસ્ટર; રતનજી જમશેદજી લાલકાકા, સુપર-ન્યુમરી ઈનસ્પેકટીંગ પોસ્ટ માસ્ટર; શોરાબજી ખરશેદજી, બેલગાંમના પોસ્ટ માસ્ટર; ખરશેદજી શોરાબજી, ભુજના પોસ્ટમાસ્ટર; ફરદુનજી રૂસતમજી, ભરૂચના પોસ્ટમાસ્ટર; અરદેસર જાંગીરજી, ધુલીઆના પોસ્ટ માસ્ટર; ખરશેદજી મનચેરજી, ખેડાના પોસ્ટ માસ્ટર; આદરજી જીવણજી, સુરતના પોસ્ટ માસ્ટર.

**પારસી મ્યુનીસીપાલ અમલદારો—** હોરમજજી બાપુજી વીકાજી, આસીસ્ટંટ મ્યુનીસીપલ કમીશનર; નશરવાંનજી કેયાજી, હેડ-એકાઉંટંટ; એદલજી રૂસતમજી રીપોરટર, વીહલ ટેક્ષના કલેક્ટર.

---

તા૦ ૪ થી જાનેવારી.

મેસરસ દોરાબજી જમશેદજી (નાએગાંમવાલા) ની કું૦એ "માજંદરાણનું તલેશમાતી" પુતલું" એવે નામનું ઈંગ્રેજી ઉપરથી વારતાનું એક પુસ્તક દર ભરેસપતવારે થુરા આંકોમાં પ્રગટ કરવા માંડયું હતું.[1]

---

તા૦ ૫ મી જાનેવારી.

રોજ ૧૬ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદજરદી.

તારાપોર મધે ભીમજીભાઈ મેહરવાંનજી પુંજીઆ નામના ૫૦) વર્ષની ઉમરના એક પારસીનું તેના નાના ભાઈ જીવણજી મેહરવાંનજી પુંજીઆએ કાંઈ ઘર વેચવા સંબંધી ટંટાને લીધે એક લાંબા સોટા વડે માથું ચીરી નાખી અંજાણપણે ખુન કીધું હતું.[2]

---

તા૦ ૬ થી જાનેવારી.

અતરેના ગ્રાંટ મેડીકલ કાલેજમાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઈનામો આપવાની વાર્ષિક સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી હાનરેબલ મી૦ ટકરે લીધા બાદ એ ખાતાંના પ્રીનસીપાલ ડાકટર સીસવેસ્ટરે ગયા સાલના રીપોરટ વાંચી સંભલાવ્યો, જે પછી ચંચલ વિદ્યાર્થીઓને ઈનામો તથા સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા પાંચ પારસીઓ હતા:—

(૧) હોરમજજી દાદાભાઈ મસાંનીને ૩૨૫) ની કરનાક સ્કાલરશીપ, (૨) નશરવાંનજી નવરોજજી ખંભાતાને ૩૧૫) ની ફેરીશ સ્કાલરશીપ, (૩) પીરોજશાહ જમશેદજી દમણીઆને ૩૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૪) બેજ-

---

૧ એ પુસ્તક ૫૨) આંકોમાં ૪ ભાગે ઈ૦ સ૦ ૧૮૭૨ ની આખરીએ પુરૂં થયું હતું. તેના મોટા ભાગનો તરજુમો શેઠ બેજનજી શાપુરજી માડને કીધો હતો.

૨ જામે જમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૨.

એ ભીમજીભાઈનાં રવાનને તપાસને માટે તારાપોરથી મુંબઈ લાવ્યા હતા, અને હીયાંજ અવલમંજલ પોંહચાડયું હતું, તથા મજકુર જીવણજીને અતરેની અપરાધીઓની છાંડણ કરનારી શેશનમાંથી અંજાણપણે ખુન કરવાના વાંકસર ત્રણ વર્ષનાં કેદખાંનાંની સજા થાઈ હતી.

નજી પેશતનજી બેનેટને રૂ૧૩) ની કરનાક સ્કાલરશીપ, (૫) માણેકજી મનચેરજી ગીમાને રૂ૧૦) ની સરકારી સ્કાલરશીપ.

સેવટે સરનશીને એક સુભાખીત ભાષાણ કરી સભા બરખાસ્ત કીધી હતી.[૨]

---

તા૦ ૮ મી જાનેવારી.

શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઇએ પોતાની ઈ૦ સ૦ ૧૮૬૩—૬૪ ની ગુજરાતની મુસાફરી વેળાએ સુરત મધે હાઇ સ્કુલને માટે એક લાએક મકાંન બાંધવાને રૂ૩૮૫૦૦) ની રકમ સરકારમાં આપી હતી, અને જેમાં સરકારે બીજા રૂ૩૫૬૨૫) તથા લોકલ ફંડ કમીટીએ રૂ૧૨૦૭૩) આપ્યા હતા તે મલી રૂ૮૬૧૯૮) ને ખરચે તે મકાંન બંધાઇ તૈયાર થયું હતું, તેને ખોલ્લું મુકવાની ક્રિયા આજ દીને સુરતના નવા કલેક્ટર મી૦ શાહ સ્ટુઅરટે એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. પ્રથમમાં એડયુકેશનલ ઇનિસ્પેક્ટર ડાક્ટર ફુલરે એ સ્કુલ બાબેના રીપોરટ[૨] વાંચી સંભલાવ્યા બાદ પ્રમુખે એક સુભાખીત ભાષાણ કરી એ મકાંન ખોલ્લું મુક્યું, તથા કવિ નર્મદાશંકર લાલશંકરે એ અવસરને લગતી કવિતા ગાઇ સંભલાવી, જે પછી મેલાવડો બરખાસ્ત થાયો હતો.[૩] શેઠ શેરાબજીએ પોતાના માનવંત પીતા સર જમશેદજી જીજીભાઇ બારોનેટનું એક બાવલું મોક્લયું હતું તે એ સ્કુલનાં દીવાંનખાંનામાં મેલવામાં આવ્યું હતું.[૪]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૨૧ માહ ૪ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—પેશતનજી ડોશાભાઇ કમીશરીવાલા[૫]—ઉમર વર્ષ ૬૧) શેઠ ડોશાભાઇ રૂસતમજી કાંદાવાલાના દીકરા. એવણ પ્રથમમાં અતરેની કમીસરીએટમાં હેડ-કલાર્ક હતા. તે પછી પેનશન લઈ ઓહદો છોડી ઈ૦ સ૦ ૧૮૬૭ થી અતરેની પાંજરાંપોલના શેક્રેટરી થયા હતા, અને તે ઓહદો મરણ સુધી ચલાવ્યો હતો.

---

તા૦ ૧૧ મી જાનેવારી.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનિસ્ટીટીઉટ" ના એક અધિકારી મરહુમ શેઠ બહેમનજી જીજીભાઇની જગોપર એક નવો અધિકારી ઠેરાવવા માટે આજ દીને એ ખાતાંની એક સભા મલી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી હાનરેબલ મેહેરાંમજી જીજીભાઇને એ જગોપર મુકરર કરવામાં આવ્યા હતા.[૬]

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૮ મી જાનેવારી ૧૮૭૨.

૨ એ રીપોરટમાં સ્કુલની આ નવી ઇમારત બાબે ડાકટર ફુલરે જણાવ્યું હતું કે:—

"It now remains for me to give an account of the circumstances which led to the erection of the new building which is to be opened to-day. The Surat High School has suffered under the want of proper accommodation when Mr. Sorabjee Jamsetjee Jeejeebhoy being informed of this by Mr. Pinhey, then Judge of Surat, offered with the enlightened liberality which characterises his family, and to which education in Gujrat owes so much, to supply the school with a good building on condition that Government should pay half its cost, give a site, and undertake care of repairs after it had been built. He also promised to pay the difference between the rent, of any commodious building which might be hired as a temporary school-house and the Government allowance for the rent, and he actually paid Rs. 10 per mensem on this account upto 1869. Mr. Sorabjee paid his contribution towards the High School building, amounting to Rs. 35,000, in December 1865. He further gave Rs. 3,500 to the ejected traders, whose shops formerly occupied the site of the present building as compassionate allowances for loss to which they were put. The plans and estimates of the building, prepared by Capt. Mant, Royal Engineer, were sanctioned in March 1868, and the grant was budgetted in 1869-70.

૩ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૨.

એ સ્કુલનાં મકાનમાં નીચલી તખ્તી મારેલીછે:—

"This English High School
was erected for the benefit of the
inhabitants of Surat at the expense
of
Mr. Sorabjee Jamsetjee Jeejibhoy
of Bombay, and
the British Government
A. D. 1872.
Donation by

| | | |
|---|---|---|
| Mr. Sorabjee Jamsetjee Jeejibhoy ...... | Rs. | 38,500 |
| Grant by Government ...................... | „ | 35,625 |
| Grant by Local Fund Committee........ | „ | 12,073 |
| Total Rupees... | | 86,198 |

Designed by Captain Mant, R. E."

શેઠ શેરાબજીએ એ સ્કુલ બાંધવા માટે આવડી મોટી રકમ આપવા છતાં તેને એમનું નામ આપેલું ન હોવાથી એ સ્કુલના હેડ-માસટર શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ. એ અતરેનાં કેળવણી ખાતાંના વડા મી૦ કે. એમ. ચાટફીલડનું તે ઊપર ધીઆંન ખેંચવાથી તેમની ભલાંમણ ઊપરથી નામદાર સરકારે ઈ૦ સ૦ ૧૮૯૫ ના સપટેમબર માસમાં એક ઠેડાવ બાહેર પાડી એ સ્કુલને "ધી શેરાબજી જમશેદજી જીજીભાઇ હાઇ સ્કુલ, સુરત" એવું નામ આપ્યું હતું.

૫ મરહુમ ડાકટર પાલણજી પેશતનજીના બાવા.

૬ જામે જમશેદ તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૭૨.

તા૦ ૧૨ મી જાનેવારી.

મુંબઇની મ્યુનીસીપાલીટીને લગતો હાલનો ધારો સુધારવાની સુચનાઓ કરવાને નામદાર સરકારે ૩ ઇંગ્રેજ અને ૧ પારસી—શેઠ ડોશાભાઈ ફરામજી કરાકા,ની કમીટી નેમી હતી.[૧]

તા૦ ૧૩ મી જાનેવારી.

રોજ ૨૪ માહ ૪ (શેં૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—જમશેદજી મનચેરજી ચીકા ઘડીઆલી[૨]—(ઉમર વર્ષ ૬૩) શેઠ મનચેરજી ફરદુનજી ઘડીઆલીના વડા દીકરા. એવણ "ચીકા ઘડીઆલી" નાં નામથી મુંબઇના સઘળી વર્ણના લોકોમાં જાણીતા થયલા હતા, તથા પોતાના વડવાઓથી ઉતરેલો ઘડીઆલીનો ધંધો કરતા હતા. પ્રથમમાં એઓ ઇ૦ સ૦ ૧૮૨૮ થી અતરેના જાણીતા ઘડીઆલી તથા ક્રોનોમીટર સમારનાર મેશરસ મેથીઆસ એંડ બરનને ત્યાં રેહેલા હતા. એ પછી તેઓ પોતાને વતન ગયાથી તેમની ઉપલી ઘડીઆલ તથા ક્રોનોમીટરની દુકાન ખરીદી તા૦ ૧ લી આગશટ ૧૮૫૨ થી એવણે પોતાનાં નામથી ચાલુ કીધી હતી. એવણ પોતાના વખતમાં એક ઘણા ખબરદાર ઘડીઆલી તથા ક્રોનોમીટર સમારનાર ગણાતા હતા.

તા૦ ૧૪ મી જાનેવારી.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. ને અમદાવાદ ટ્રેનીંગ કાલેજમાં અર્થ વિદ્યા અને તર્ક શાસ્ત્રના શિક્ષક નેમ્યા હતા.[૩]

તા૦ ૧૫ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ જમશેદજી મનચેરજી ચીકા-ઘડીઆલીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી ૩૪૨૫), વીધવા બાઇ ધનબાઇજીએ ૨૭૭૫) તથા બીજાં એશીઓએ ૨૫૩૦) મલી ૨૧૭૩૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૧૬ મી જાનેવારી.

મુંબઇની યુનીવરસીટીની અગીઆરમાં વર્ષની કાનવોકેશન આજ દીને ટાઉન હાલમાં ભરાઈ હતી. પ્રમુખસ્થાને ચાનસેલર સર સેમોર ફીટ્ઝજરાલ્ડ બીરાજ્યા હતા. આ વેળાએ જે વિદ્યાર્થીઓને પદવીની સનદો આપવામાં આવી હતી તેમાં નીચલા પારસીઓ હતા:—[૫]

**માસ્ટર આૅફ આરટસ** (એમ. એ.) ની સનદ—બરજોરજી એદલજી મોદી.

**બેચલર આૅફ આરટસ** (બી. એ.) ની સનદ—ફરામજી માનેકશેહરજી દસ્તુર જામાસ્પઆશાના.

આ વેળાએ અપાયલાં યુનીવરસીટી ઇનામોમાં માણેકજી લીમજી ગોલડ મેડલ માણેકજી નશરવાંનજી નાણાંવતી, બી. એ; એલ. એલ. બી. ને "મુંબઇ ઇલાકાની રેવીન્યુ સરવે તથા સેટલમેંટનો માજી ગવરનર જનરલ લારડ કારનવાલીસના તેમજ વાયવ્યુણાંનાં પ્રાંતોની જમીનની મેહશુલને લગતી રીતીઓ સાથેનો મુકાબલો" એ બાબદ ઉપર સઉથી સરસ ઇંગ્રેજી નીબંધ લખવા માટે આપવામાં આવ્યો હતો.

વળી આએ વર્ષ યુનીવરસીટીની પુંજીમાં હાનરેબલ મેહરાંમજી જીજીભાઇએ તા૦ ૧૦ મી આગશટ ૧૮૭૧ ને દીને ૩૨૦૦૦) ની રકમ તેનાં બાજમાંથી દર શાલ સેનેટની નજરમાં આવે તેવાં જ્ઞાનમાં જે વિદ્યાર્થી ચહડતો આવે તેને પોતાનાં ઘણીઆંની મરહુમ બાઇ માણેકબાઇનાં નામથી એક ઇનામ આપવાને ભેટ આપી હતી.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૭૨.

૨ એવણના નાહલા ભાઇ શેઠ એદલજી મનચેરજી ઘડીઆલી પણ ઇ૦ સ૦ ૧૮૩૪ થી ઉપલી મેશરસ મેથીઆસ એંડ બરનની દુકાનપર હતા, અને ૧૮૫૨ થીજ ભાઇ સાથે ભાગયા થયા હતા. એઓના બાવા શેઠ મનચેરજી ફરદુનજી ઘડીઆલી પણ અતરે પોતાનો બાપીકો ઘડીઆલીનો ધંધોજ કરતા હતા. તેમના બાપ શેઠ ફરદુનજી જોગાજી પણ અતરેના એક નામીચા ઘડીઆલી હતા. કેહછે કે એક વેળાએ ઘડીઆલીનાં કામ સરજ તેવણને પુણે જવું પડયું હતું. અને ત્યાં પેશવાનાં માણસોએ એવણને કાંઇક સંજોગથી વગર કારણે કેદમાં રાખ્યા હતા. જ્યાં બેઠા બેઠા એવણે એક નાહલી રાગની પેટી બનાવીને બાજીરાવને માટે ભેટ મોકલી, કે જેથી તેણે ઘણો ખુશ થઇ એવણને તત્કાલ બંદીખાનેથી છોડયા, તથા નજરાણું આપી પાછા અતરે રવાંના કીધા. એવણના બાપ શેઠ જોગાજી રતનજી મુંબઇમાં પેહલવેહલા પારસી ઘડીઆલી હતા. તેવણ ઇ૦ સ૦ ૧૭૨૮ માં અતરે આવેલા કોઇ ફ્રેંચ ઘડીઆલી પાસેથી એ ઊતમ હુનર શિખ્યા હતા. તેવણના બાપ શેઠ રતનજી શેરાબજી કડવાજી પણ અતરે આવેલા કોઇ યુરોપ્યન પાસે સીતાર બનાવતાં તથા વગાડતાં શિખ્યા હતા, અને તેમાં તે વખતે ઘણા વખણાઇ ગયા હતા. આ પુસ્તકનાં પેહલાં દફતરને સફે. ૨૧ મે જણાવેલા રતનજી પારસી એવણ હશે એમ માલમ પડેછે. એવણના બાપ શેઠ શેરાબજી કડવાજી ઇ૦ સ૦ ૧૬૬૭ માં મુંબઇમાં આવેલા કેહવાયછે.

૩ ટાઇમસ આૅફ ઇંડીઆ, તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૭૨.

૫ ટાઇમસ આૅફ ઇંડીઆ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૭૨.

ઉપલા પદવી મેલવેલા પારસીઓ ઉપરાંત આએ વર્ષ યુનીવરસીટીની નાહલી પરીક્ષાઓમાં નીચલા પારસીઓ પસાર થયા હતા—

**ફરસ્ટ એલ. એમ.** ની પરીક્ષામાં—ડોશાભાઇ બરજોરજી કાંદાવાલા, નશરવાંનજી નવરોજજી ખંભાતા.

**ફરસ્ટ એલ. સી. ઈ.** ની પરીક્ષામાં—બહમનજી શેરાબજી તારાપોરવાલા; નશરવાંનજી દોરાબજી ભડા, માણેકજી હોરમજજી વછ્છાદાર.

**ફરસ્ટ એકઝામીનેશન ઈન આરટસ** (એફ ઇ. એ.) ની પરીક્ષામાં—પેશતનજી ખરશેદજી ભાજીવાલા, દાદાભાઇ હોરમજજી કુપર, પેશતનજી અસ્પંદીઆરજી ખંબાતા, પેશતનજી હોરમજજી પાઠક, ફરદુનજી કુવરજી તારાપોરવાલા.

### તા૦ ૧૮ મી જાનેવારી.

મુંબઈની યુનીવરસીટીના નવા "ફેલોઝ" તરીકે નામદાર સરકારે નીચલા પારસી ગ્રહસ્થોને નેમ્યા હતા:—

ડાક્ટર રૂસ્તમજી કાવશજી બાયુરજી.
શેઠ નાનાભાઈ બેહરામજી જીજીભાઈ.
શેઠ જમશેદજી પાલણજી કાપડીઆ.
શેઠ અરદેશર ફરામજી મુસ.
શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆ.

શેઠ આદરજી જીવાણજીને નામદાર સરકારે ભરૂચના હજુર ડેપ્યુટી કલેક્ટર નેમ્યા હતા.[1]

### તા૦ ૧૮ મી જાનેવારી.

મુંબઈના નામદાર ગવરનર સર સેમોર ફીટ્ઝજરાલ્ડે આજ દીને અતરેના ટાઉન હાલમાં એક લેવી ભરી હતી. તે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતા:—

અરદેશર ડોસાભાઈ મુનશી, અરદેશર ફરામજી મુસ, અરદેશર હોરમજજી વાડીઆ, બહમનજી ખરશેદજી બાંદુપવાલા, બેહરામજી દાદાભાઈ રેજીસ્ત્રાર, હાનરેબલ બેહરામજી જીજીભાઈ, કાવશજી દાદી લીમજી, કાવશજી માણેકજી લીમજી, ડાક્ટર કાવશજી હોરમજજી, કાવશજી ખરશેદજી જમશેદજી, ખરશેદજી ફરદુનજી પારખ, કાવશજી ખરશેદજી બાંદુપવાલા, ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, દાદી માણેકજી લીમજી, ધનજીભાઈ ફરામજી પટેલ, ડોસાભાઈ ફરામજી કરાકા, દોરાબજી હોરમજજી બાંદુપવાલા, દાદાભાઈ ખરશેદજી બાંદુપવાલા, દાદાભાઈ ડોસાભાઈ કામા, ફરામજી શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, હીરજીભાઈ ખરશેદજી બાંદુપવાલા, હોમજી ખરશેદજી દાદીશેઠ, હોરમજજી અરદેશર સંતોક, હોરમજજી દાદાભાઈ પલીડર, હોરમારજી અરદેશર વાડીઆ, હોરમજજી બાપુજી વીકાજી, હોરમજજી અરદેશર ધનજીભાઈ વાડીઆ, જમશેદજી ખરશેદજી જમશેદજી, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, જાંહગીર માણેકજી ખરશેદજી સરાફ, જમશેદજી ધનજીભાઈ પટેલ, જીવાજી શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, ખરશેદજી રૂસ્તમજી કામાજી, લીમજી નવરોજજી બનાજી, માણેકજી ખરશેદજી જમશેદજી, માણેકજી ખરશેદજી સરાફ, મેહરજીભાઈ બાપુજી વીકાજી, મનચેરજી નવરોજજી બનાજી, નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, નવરોજજી ફરદુનજી, નવરોજજી નાનાભાઈ ફરામજી, પેશતનજી ધનજીભાઈ પટેલ, શોરાબજી શાપુરજી બંગાલી.[2]

### તા૦ ૨૦ મી જાનેવારી.

ગંદેવી મધ્યે કેટલાક પારસી ગ્રહસ્થોએ "એંગલો વર્નીક્યુલર લાઈબ્રેરી" ને નામે એક રીડીંગ રૂમ તથા લાઈબ્રેરી આજ દીનથી ઉઘાડી હતી.[3]

---

**મેટ્રીક્યુલેશન**ની પરીક્ષામાં—હીરજીભાઈ જમશેદજી અપુ, ફરામજી ખરશેદજી બર્ગ, શાપુરજી દાદાભાઈ બાંમજી, દીનશાહ કુવરજી ભરૂચા, અરદેસર પેશતનજી કામા, મેહરવાંનજી એદલજી દાદાચાંનજી, આદરજી મનચેરજી દલાલ, માણેકજી નશરવાંનજી દલાલ, ફરદુનજી મનચેરજી દસ્તુર (કામદીનના), ફીરોઝશાહ હોશંગજી દસ્તુર (જામાસ્પઆશાના), ફરામજી રતનજી દીચા, કેખશરૂ બરજોરજી ડાક્ટર (કોપર), જીવાજી દીનશાહ ગાંધી, રૂસતમજી મનચેરજી ગીમી, કાવશજી ખરશેદજી જમશેદજી (જીજીભાઈ), જમશેદજી ખરશેદજી કાંગા, શાપુરજી રૂસતમજી કાંગા, દીનશાહ ડોસાભાઈ ખંબાતા, જમશેદજી દોરાબજી ખંડાલેવાલા, મેહરવાંનજી પેશતનજી ખરેઘાત, ધનજીશાહ એદલજી કોડાવાલા, નશરવાંનજી ખરશેદજી કુરલાવાલા, રૂસતમજી નશરવાંનજી લશકરી, શોરાબજી ફરામજી માડન, જમશેદજી હોરમજજી માવજી, માણેકજી ફરામજી મેહતા, દીનશાહ દોરાબજી મીસતરી, કાવશજી હોરમજજી મીસતરી, જાંગીરશાહ એદલજી મોદી, જીવણજી જમશેદજી મોદી, શોરાબજી પાલણજી મુલ્લાં, દાદાભાઈ ખરશેદજી મુનશી (કટેલી), દોરાબજી ખરશેદજી નરીમાન, શોરાબજી જામાસપજી પાદશાહ, એરચજી રૂસતમજી શહીઆર, કાવશજી ખરશેદજી સંજાણા, એરચશાહ ફરામજી શેઠના, માણેકજી શાપુરજી વાછા, જમશેદજી બરજોરજી વીકાજી.

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૭૨.

[2] ટાઇમસ ઑફ ઈંડીઆ, તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૭૨.

[3] એ લાઈબ્રેરી સ્થાપવાની આગેવાંની ત્યાંની સર કાવશજી જાંહગીર રેડીમની ગંદેવી ઈંગલીશ સ્કુલના હેડ–માસટર શેઠ બેજનજી માણેકજી જંબુસરીઆ, બી. એ. એ લીધી હતી, અને તેનું નામ થોડા દીવસમાં ફેરવી "ગંદેવી રીડીંગ રૂમ એંડ લાઈબ્રેરી" કરી રાખ્યું હતું. એ લાઈબ્રેરી ઉત્તર પ્રાંતના એડયુકેશનલ ઈનસ્પેક્ટર ડાક્ટર બુલરે ઈ૦ સ૦ ૧૮૭૪ માં સરકારી કેળવણીખાતાંમાં રેજીસ્ટર કરી તેને કેટલીક પુસ્તકોની મદદ આપી હતી. એ બાદ જે ઘરમાં એ લાઈબ્રેરી હતી તે ઘરનો કરો ઈ૦ સ૦ ૧૮૭૮ માં તુટી પડયાથી કબાટ ખુરસીઓ તથા ટેબલ ભાગી ગઈ અને કેટલીક ચોપડીઓ ખરાબ થઈ ગઈ હતી. એ લાઈબ્રેરીના શેક્રેટરી તથા ખજાનચી તરીકે પ્રથમથી તે ૧૮૭૯ સુધી ડાક્ટર ખરશેદજી જમશેદજી ઉમરીગર, તે પછી ૧૮૮૦ સુધી શેઠ મોટાભાઈ પેશતનજી ગનજવર, ૧૮૮૦ થી તે ૧૮૮૪ સુધી શેઠ રતનજી બાપાજી કરંજવાલા, ૧૮૮૪ થી તે ૧૮૮૫ સુધી શેઠ ગુલાબભાઈ ઘેલાભાઈ ડકર, ૧૮૮૫ થી તે ૧૮૯૬ સુધી શેઠ ખંડેરાવ માધવરાવ શ્રીનાગપુરે અને ૧૮૯૬ થી તે અત્યારસુધી શેઠો બહમનશાહ કાવશજી મીસ્ત્રી અને મોટાભાઈ શાપુરજી મોટા શાપુરના છે. એ લાઈબ્રેરીને પ્રથમમાં શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, જીવણજી હોરમજજી ગનજવર, નશરવાંનજી જમશેદજી રતનાગર અને શોરાબજી નવરોજજી ગનજવરે કેટલીક ચોપડીઓ તથા વર્તમાંનપત્રોની મદદ કીધી હતી. તે બાદ ૧૮૯૫ ની પછી મુંબઈથી શેઠો મેહરવાંનજી રૂસતમજી દલાલ તથા નવરોજજી જીવણજી ગનજવરે નાણાંની રકમો તથા કેટલાંક પુસ્તકો મોકલવા સાથે ચાલુ વર્તમાંનપત્રો પણ રીડીંગ રૂમને માટે મોકલતાં કીધાં હતાં. એ ઉપરાંત શેઠ દીનશાહજી દોરાબજી કોલાબેવાલાએ લાઈબ્રેરીને માટે ફરનીચર ભેટ મોકલયું હતું. લાઈબ્રેરીનું લવાજમ પેહલા વર્ગનું રૂ૦॥ અને બીજા વર્ગનું રૂ૦। છે, અને તેના હાલ ૪૧ મેમબરો તથા તેમાં ૭૦૯ પુસ્તકો છે; તથા તેની પુંજી તા૦ ૩૦ મી જુન ૧૮૯૮ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૪૮૮) છે.

### તા૦ ૨૧ મી જાનેવારી.

રોજ ૨ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણના—ઉમર વર્ષ ૬૭) દસ્તુર બરજોરજી ખુરશેદજી દારાબપાલણના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૧૯ માં પોતાના બાપનાં મરણ બાદ સુરત મધે રૂસ્તમપરાના દસ્તુરનો ઓહ્દો ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૩૭ ની સુરતની મોટી આગ તથા રેલ વખતે એવણે પારસીઓને મદદ કીધી હતી, તથા રેલમાં ઘસડાઇ ગયલા ૧૮ પારસીઓનાં રવાંનો ઘટતી ક્રિયા કરાવી અવલ મંજલ પોંહચડાવ્યાં હતાં. ૧૮૪૯ માં સુરત મધે રૂસ્તમપરાના ભગરીઆ મોબેદોએ ઘાહંબાર, મુકતાદ વગેરે સવાબનાં કામો કરવાને ઉભાં કીધેલાં ફંડના એવણ પોતાનાં મરણ સુધી એક માનેજર હતા; તેમજ ૧૮૬૨ માં સુરત મધે રૂસ્તમપરામાં વસનારા નવસારીની વડી દરેમેહને તાબેના ભગર સાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોનાં રવાંનોને અવલ મંજલ પોંહચાડવાનું એક ફંડ ઉભું કરવામાં એવણે આગેવાંની લીધી હતી, તથા તેનાં પણ પોતાનાં મરણ સુધી એક તરસ્ટી અને માનેજર હતા. ૧૮૬૭ માં સુરત મધે રૂસ્તમપરામાં એક રીડીંગ રૂમ અને લાઇબ્રેરી સ્થાપવાની એવણે આગેવાંની લીધી હતી, તથા મરણ સુધી તેના સરનશીન અને ખજાંનચી હતા. એ રીડીંગ રૂમનું નામ એમનાં ઉઠમણાંને દાહડે "રૂસ્તમપરા દસ્તુર ખુરશેદ લાઇબ્રેરી" કરી રાખ્યું હતું, જે હજુ સુધી ચાલુછે.

---

### તા૦ ૨૨ મી જાનેવારી.

રોજ ૩ માહ ૬ (ક૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—નશરવાંનજી દસ્તુર શેરાબજી મુલ્લાંફીરોજના—ઉમર વર્ષ ૨૪) દસ્તુર શેરાબજી રૂસ્તમજી મુલ્લાંફીરોજના નાધલા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૬૫ માં ઈરાંન ખાતે આપણા પુરાતમ મજહબની તાલીમ તથા બીજી તરબીયત લેવા માટે શેઠ માણેકજી લીમજી હાંતરીઆ સાથે ગયા હતા, અને ત્યાં સાત વર્ષમાં ઉગતી જવાન વયે તેહરાંન ખાતે મરણ પામ્યા હતા.

---

### તા૦ ૨૩ મી જાનેવારી.

આજ દીને સુરત મધે મરહુમ દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાલણનાં ઉઠમણાંમાં તેમના દીકરા દસ્તુર દારાબજી ખુરશેદજી દારાબપાલણનાને રૂસ્તમપરાના ભગર સાથના દસ્તુર નેમી જુદા જુદા લોકો તરફથી ૨૧) શેઆલો ઓરાડવામાં આવી હતી.[1]

---

1 ગુજરાત મિત્ર, તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૭૨.

### તા૦ ૨૫ મી જાનેવારી.

શેઠો બહમનજી જમશેદજી મીસતરી અને ખરશેદજી મેહરવાંનજી બાલીવાલાએ "રાગબાગ" નામનું દેશી ગાયણોને ઇંગ્રેજી વાજીંત્રોમાં ઉતારવાની કલાનું એક પુસ્તક પ્રગટ કીધું હતું.[2]

---

### તા૦ ૨૯ મી જાનેવારી.

રોજ ૧૦ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—હોરમજજી મોટાભાઈ થાંણેવાલા, પુણાંના[3]—ઉમર વર્ષ ૭૫) શેઠ એદલજી ફરામજી થાંણેવાલાના નાધલા દીકરા. એવણ પોતાના વિજા ભાઇ શેઠ મોટાભાઇના પાલક થવાથી તેમનાં નામ સાથે ઓળખાતા હતા. એઓ પ્રથમ પોતાના ભાઇઓ સાથે અને તે પછી એકલા પુણાં મધે વ્યાપાર કરતા હતા, અને તે માટે ત્રણ મથકોપર એમની દુકાંનો હતી. એ ઉપરાંત લશ્કર ખાતાંને કેટલોક અશબાબ પુરો પાડવાનાં કંત્રાકટો પણ લેતા હતા, અને કરનલ વેલેસલીની ફોજ સાથે એજંટા કેવસ સુધી એઓ દુકાન [illegible] ગયા હતા. પુણાંના પારસીઓમાં એવણ એક આગેવાંન અકાબર હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

### તા૦ ૩૧ મી જાનેવારી.

રોજ ૧૨ માહ ૬ (ક૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—હોરમજજી પેશતનજી મોદી[4]—ઉમર વર્ષ ૬૩) શેઠ પેશતનજી ખરશેદજી ઘડીઆલીના દીકરા. એવણ પ્રથમમાં મેશરસ દાદાભાઇ અને મનચેરજી પેશતનજી વાડીઆની પેહડીમાં ગોડાંઉનકીપર હતા. તે પછી મેશરસ મારટીન યંગની કું૦ માં રહયા હતા, અને વધતાં વધતાં ઈ૦ સ૦ ૧૮૫૯ માં તે પેહડીના દલાલ થયા હતા. એ બાદ મેશરસ ફુલચર કુપરની કું૦ માં પણ થોડુંક સુધી દલાલ હતા. અતરેની આલબરટ મીલસ કુંપની તથા વિકટોરીઆ પ્રેસ કુંપની ઓફ મદ્રાજના એવણ એક ડાએરેકટર હતા.

---

2 "રાગબાગ, ઇઆને ફોનસરટીના તથા બીજાં ઇંગરેજી વાજીંટરોમાં લાગુ કરેલાં દેશી ગાયણો, તેમને વગર મેહનતે વાજીંટરોમાં ઊતારવાની કલા સાથે. બનાવનાર, બમનજી જમશેદજી તથા ખરશેદજી મેરવાંનજી. [મીયુઝીક લખનાર—મી૦ એસ. વેરીન] મુંબઇ, વીદનાથ પ્રીતીંગ પ્રેસમાં છાપીઊં છે. ઇસવી સને ૧૮૭૨."

3 શેઠ માણેકજી તથા મરહુમ શેઠો દોરાબજી, નશરવાંનજી અને નાનાભાઇ હોરમજજી થાંણેવાલાના બાવા. એવણના વડા ભાઇઓ શેઠો જમશેદજી તથા દાદાભાઇ અને મોટાભાઇ એદલજી થાંણેવાલા આગલે સદીની શરૂઆતમાં થાંણેથી પુણે જઇ વસ્યા હતા, અને મરણ સુધી ત્યાંજ ધંધો ચલાવતા હતા.

4 મરહુમ શેઠ જાંગીરજી હોરમજજી મોદી તથા શેઠ બાપુજી હોરમજજી મોદીના બાવા.

### તા૦ ૧ લી ફેબરવારી.

શેઠ શોરાબજી હોરમજજી સરાફે મજગાંમ મધે કસારાવારમાં મેટ્રીકયુલેશનનાં ધોરણ સુધીની કેળવણી આપવાને "મજગાંમ હાઇ સ્કુલ" નાં નામથી એક સ્કુલ ઉઘાડી હતી.[1]

---

### તા૦ ૨ જી ફેબરવારી.

રોજ ૧૪ માહ ૬ (કo) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ હીરાંબાઇ તે શેઠ ભીમજીભાઇ મનજીભાઇ મોદીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ શોરાબજી વાછાગાંધીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૮૦૦) તથા બીજાં એશીઓએ રૂ૫૦૧) મલી રૂ૧૩૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી પેશતનજી મોદી અથવા વાછાગાંધીનાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦), તથા બીજાં એશીઓએ રૂ૫૫૦) મલી રૂ૧૫૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

### તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દોરાબજી બરજોરજી કોપર[3]—ઉમર વર્ષ ૭૨) શેઠ બરજોરજી ભીખાજી કોપરના નાહના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૮ થી પોતાના વડા ભાઈ શેઠ ખુરશેદજી બરજોરજી કોપર સાથે "ખુરશેદજી તથા દોરાબજી કોપર" ને નામે અતરે ઇંગ્રેજ બજારમાં વીલાયતી અશબાબ તથા દારૂકામનો મોટો વ્યાપાર કરતા હતા. તે પછી ૧૮૩૮ માં ભાઈના મરણ પામવાથી પોતે એખલાએ તે વહીવટ ચાલુ રાખ્યો હતો. ૧૮૫૨ માં પોતાની સાથે પોતાના એશી શેઠ ફરામજી શાપુરજી કોપરને શામેલ કરી "દોરાબજી ફરામજીની કું૦" નાં નામથી તે પેહડી ચલાવી હતી. એ બાદ ૧૮૬૭માં ભાગ છુટો કરી એકાંત જીંદગી ગુજારી હતી. એવણ હવાના ફેરફાર સારૂં સુરત ગયા હતા, અને ત્યાંજ એમનું મરણ નિપજ્યું હતું.

---

### તા૦ ૭ મી ફેબરવારી.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ દોરાબજી બરજોરજી કોપરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૫૦) તથા બીજાં એશીઓએ રૂ૧૦૦) મલી રૂ૧૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

### તા૦ ૮ મી ફેબરવારી.

કાઠીઆવાડના ત્રિજા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે બાંટવા રાજ્યના સ્પેશીયલ આસીસ્ટંટ નેમ્યા હતા.

નડીઆદ હાઇ સ્કુલના હેડ-માસ્ટર શેઠ જમશેદજી અરદેશર દલાલ એમ. એ. ને એલ્ફીનસ્ટન કાલેજમાં ગણિત શિખવવાને નેમ્યા હતા.[5]

---

### તા૦ ૯ મી ફેબરવારી.

શેઠ હોરમજજી નવરોજજી સકલાતવાલાએ આપણા જરથોસ્તીઓમાં મરણ વખતે ઓટલે તથા ઉઠમણે આવતા ગ્રહસ્થોને મહએત થયલે ઘેરના નજદીકના એશીએ બધી મીજલશ ભરાયા પછી એક ફેરો બાઇ સર્વેને સલાંમ કરવાને ફરવાનો રેવાજ હતો, તેની સાંમે એક હેંડબીલ છપાવી તમાંમ જરથોસ્તીઓને એ રેવાજનાં અઘટીતપણાં બાબે ખોલાસો કરી તે બંધ કરવાનો આગ્રહ કીધો હતો.[6]

---

### તા૦ ૧૦ મી ફેબરવારી.

આએ વર્ષની ડીસ્ત્રીકટ પલીડરોની પરીક્ષાના એક પરીક્ષક તરીકે હાઈ કોરટના નામદાર જડજોએ કલીઆંણીના સબારડીનેટ જડજ ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાણેવાલાને નેમ્યા હતા.[7]

---

### તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદજરદી.

**મરણ**—દીનયારજી દોરાબજી બંગાલી[8]—ઉમર વર્ષ ૬૭) કલકતાવાલા શેઠ દોરાબજી મેહેરાંમજી બંગાલીના નાહના દીકરા. એવણ પોતાના બાપ સાથે બાળવયથીજ કલકતામાં રેહતા હતા, અને ૧૮૩૨ માં ચીન ગયા હતા. જ્યાં સાત આઠ વર્ષ ગુજારી ૧૮૪૧ માં મુંબઇ આવી પોતાનાં કુટુંબને સાથે લઈ કલકતે ગયા હતા, અને આખી જીંદગી ત્યાંજ વ્યાપારમાં ગુજારી હતી, તથા મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

[1] જામે જમશેદ, તા૦ ૫ મી ડીસેમબર ૧૮૭૨.

એ સ્કુલ શેઠ શોરાબજીએ બે વર્ષ સુધી એખલાએ ચલાવ્યા બાદ તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૪ થી તેમાં શેઠ નશરવાંનજી હીરજીભાઇ પટેલ અને કાવશજી જમશેદજી કાપડીઆને ભાગીયા કીધા હતા, અને એઓ ત્રણેએ એ સ્કુલ તથા ચંદનવાડી તરફ "આલફ્રેડ હાઇ સ્કુલ" નાં નામથી એક નવી સ્કુલ ઉઘાડી તેના માલેક થયા હતા. એ પછી ઉપલી મજગામની સ્કુલ તા૦ ૧ લી અકટોબર ૧૮૭૪ થી તે ૧૮૭૬ ની આખરી સુધી એખલા શેઠ નશરવાંનજી હીરજીભાઇ પટેલે ચલાવી બંધ કીધી હતી.

[2] જામે જમશેદ, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૭૨.

[3] મરહુમ ડાકટર બરજોરજી દોરાબજી કોપર તથા શેઠો એરચશાહ, મનચેરશાહ, રૂસતાદજી અને જાંહગીર દોરાબજી કોપરના બાવા.

[4] જામે જમશેદ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૭૨.

[5] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૨.

[6] રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૨.

એ બાદ એ રેવાજ રફતે રફતે બે ચાર વર્ષમાં બંધ પડયો હતો.

[7] ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૨.

[8] કલકતાવાલા શેઠ દોરાબજી દીનયારજી બંગાલી વકીલના બાવા.

તા૦ ૧૫ મી ફેબરવારી.

રોજ ૨૭ માહ ૫ (શ૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ શાપુરજી નવરોજજી મનાં તથા કાપડીઆ તે મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટનાં માણસનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા એશીઓએ રૂ૨૬૭) તથા બાઇ પીરોજબાઇ તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં બેટીએ "પોતાના બેહશતનશીન મુરબીજી શાહેબની તથા પોતાની મરનારે લાંબી મુદત સુધી સારી ચાકરી બજવી તેથી મરનારની નઇઅતે" રૂ૩૨૫) મલી રૂ૫૯૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૧૭ મી ફેબરવારી.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ અરલ ઑફ મેયોનું ગઇ તા૦ ૮ મી ફેબરવારીએ પોરટ બલેર ખાતે શેહરઅલી નામના કોઈ ચંડાલ બંદીવાને ખુન કરી મારી નાખવાથી નામદાર માહરાંણીની આ દેશની સઘળા વર્ગની પ્રજાને જે મોટો અફસોસ ઉપજયોછે તે બતલાવવા તથા એ નામદારની બાનુ કાઉનટેસ ઑફ મેયો પર દીલાસા પત્ર મોકલવાનો ઠેરાવ કરવા માટે મુંબાઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૩ મી ફેબરવારીએ અત્રેના શેરીફ શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકા જોગ ૩૮ ઇંગ્રેજ, ૬ યાહુદી, ૩૩ હિંદુ, ૭ મુસલમાંન, અને ૪૬ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, કાવશજી જાંગીરજી રેડીમની, ફરાંમજી નશરવાંનજી પટેલ, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, અરદેશર હોરમજજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, હોરમજજી બહમનજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી કામાજી, નવરોજજી ફરદુનજી, હીરજીભાઈ હોરમજજી રેડના, મનચેરજી નવરોજજી બનાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ, બેહરાંમજી ખરશેદજી ગાંધી, ડાક્ટર કાવશજી હોરમજજી, ડાક્ટર બેહરાંમજી નવરોજજી, માણેકજી ખરશેદજી જમશેદજી' કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી નવરોજજી વાડીઆ' માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી માણેકજી ખરશેદજી, જાંહગીર માણેકજી ખરશેદજી, અરદેશર ફરાંમજી મુસ, દીનશાહ જમશેદજી ફરદુનજી પારખ, મનચેરજી પેશતનજી વાડીઆ, કાવશજી શોરાબજી પટેલ, ડોશાભાઇ ધનજીભાઇ સુરતી, શોરાબજી શાપુરજી બંગાલી, શોરાબજી ધનજીભાઇ વાડીઆ, હોરમજજી અરદેશર સંતોક, નશરવાંનજી જમશેદજી રતનાગર, પાલણજી પેશતનજી પોંહચખાંનાંવાલા, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેશર ખરશેદજી ફરદુનજી પારખ, શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, બેહરાંમજી દાદાભાઇ રેજીસ્ત્રાર, શોરાબજી પેશતનજી ફરાંમજી, હોરમજજી રૂસતમજી ઉમરીગર, એદલજી રૂસતમજી રીપોરટર, ધનજીશાહ માણેકજી લાલકાકા, જમશેદજી અરદેશર હોરમજજી વાડીઆ, પેશતનજી અરદેશર હોરમજજી વાડીઆ, ભીમજી માણેકજી બનાજી, જમશેદજી બહમનજી વાડીઆ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રૂહે આજ દીને ટાઉનહાલમાં એક જાહેર સભા હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રમુખે એક ગમગીની ભરેલું ભાષાણ કીધા બાદ ઠેરાવ થયો કે "આખાં હિંદુસ્થાંનને મલતા થાઇને મુંબઈના લોકો લારડ મેયોનું ખુન કરનાર ઉપર ફીટકાર નાખેછે, અને આ કરાંનના હાથે હિંદુસ્થાંને પોતાનો જે નાંમીચો રાજકર્તા ખોહયોછે તે માટે અફસોસ કરેછે." એ પછી ઠેરવ્યું કે "લારડ મેયોનાં મરણથી લેડી મેયો અને તેનાં કુટુંબને ઉપજેલાં દુખમાં પુરતો ભાગ લઇ તેને દીલાસો દેવા આ સભા ચાહેછે." એ પછી ઉપલો પેહલો ઠેરાવ હિંદુસ્થાંનના શેક્રેટરી ઑફ સ્ટેટ ઉપર [illegible] બાકીનો લેડી મેયો ઉપર અત્રેના નામદાર ગવરનરની મારફત મોકલવાને સભામાંથી થોડાક ગ્રહસ્થોનાં નેમેલાં ડેપ્યુટેશને જઇ તે નામદારને પોંહચાડવાને ઠેરવ્યું હતું. છેલ્લા ઠેરાવને ટેકો આપતાં શેઠ નવરોજજી ફરદુનજીએ એક રુબાબીત ભાષાણ કરી ઉપલો ખુન કરનાર હિંદુસ્થાંનનો નહિં પણ ખાઇબરની ખીણનો રેહવાસી છે એમ જણાવી તે જાત વિષે કેટલુંક બયાંન કીધું હતું. એ પછી સભા ગમગીની સાથ બરખાસ્ત થઈ હતી.[૨]

---

૧ જામે જમશેદ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨.

૨ જામે જમશેદ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨.

ઉપલા બંધે ઠેરાવો નામદાર ગવરનર સર સેમોર ફીટઝ-જરાલડને હાથોહાથ પોંહચાડવાને ૨ ઇંગ્રેજ, ૧ યાહુદી, ૧૫ હિંદુ, ૫ મુસલમાંન, અને ૧૪ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ., હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, ફરાંમજી નશરવાંનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, મનચેરજી નવરોજજી બનાજી, નવરોજજી ફરદુનજી, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી શાપુરજી બંગાલી) ગ્રહસ્થોનું ડેપ્યુટેશન પરેલના સરકારી મેહલમાં તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને ગયું હતું, જ્યાં પ્રમુખ સર જમશેદજીએ ભરાએલી છાતી સાથે એક ભાષાણ કરી બંધે ઠેરાવો નામદાર ગવરનરના હાથમાં આપ્યા હતા, અને તે નામદારે પણ અતિશય શોકકારક એક ભાષાણ કરી મુંબઇના રેહવાસીઓનો આ દીલસોજીને માટે ઉપકાર માનયો હતો.

અહમદનગરના પારસીઓએ મેશરસ ખરશેદજી એંડ સનસની આગેવાંની હેઠલ એક દીલાસાપત્ર લેડી મેયો ઉપર મી૦ ચેપમેનની મારફતે મોકલી આપ્યો હતો. એ બાદ

### તા૦ ૧ લી ફેબરવારી.

શેઠ શોરાબજી હોરમજજી સરાફે મજગાંમ મધે કસારાવારમાં મેટ્રીક્યુલેશનનાં ધોરણ સુધીની કેળવણી આપવાને "મજગાંમ હાઇ સ્કુલ" નાં નામથી એક સ્કુલ ઉઘાડી હતી.[1]

---

### તા૦ ૨ જી ફેબરવારી.

રોજ ૧૪ માહ ૬ (ક૦) ૧૨૪૧ યજદજરદી.

આજ દીને મરહુમ બાઇ હીરાંબાઇ તે શેઠ ભીમજીભાઇ મનજીભાઇ મોદીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ શોરાબજી વાછાગાંધીનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૮૦૦) તથા બીજાં એશીઓએ રૂ૫૦૧) મલી રૂ૧૩૦૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી પેશતનજી મોદી અથવા વાછાગાંધીનાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૦૦), તથા બીજાં એશીઓએ રૂ૫૫૦) મલી રૂ૧૫૫૦) ... તાંઓમાં આપ્યા હતા.[2]

---

### તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દોરાબજી બરજોરજી કોપર[3]—ઉમર વર્ષ ૭૨) શેઠ બરજોરજી ભીખાજી કોપરના નાહના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૮ થી પોતાના વડા ભાઈ શેઠ ખુરશેદજી બરજોરજી કોપર સાથે "ખુરશેદજી તથા દોરાબજી કોપર"ને નામે અત્રે ઇંગ્રેજ બજારમાં વીલાયતી અશબાબ તથા દારૂકામનો મોટો બ્યાપાર કરતા હતા. તે પછી ૧૮૩૮ માં ભાઈના મરણ પામવાથી પોતે એખલાએ તે વહીવટ ચાલુ રાખ્યો હતો. ૧૮૫૨ માં પોતાની સાથે પોતાના એશી શેઠ ફરામજી શાપુરજી કોપરને શામેલ કરી "દોરાબજી ફરામજીની કું૦" નાં નામથી તે પેહડી ચલાવી હતી. એ બાદ ૧૮૬૭માં ભાગ છુટો કરી એકાંત જીંદગી ગુજારી હતી. એવણ હવાના ફેરફાર સારૂં સુરત ગયા હતા, અને ત્યાંજ એમનું મરણ નિપજ્યું હતું.

### તા૦ ૭ મી ફેબરવારી.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ દોરાબજી બરજોરજી કોપરનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૦૫૦) તથા બીજાં એશીઓએ રૂ૧૦૦) મલી રૂ૧૧૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

---

### તા૦ ૮ મી ફેબરવારી.

કાઠીઆવાડના ત્રિજા આસીસ્ટંટ પોલીટીકલ એજંટ શેઠ ધનજીશાહ હોરમજજી કરાકાને નામદાર સરકારે બાંટવા રાજ્યના સ્પેશીયલ આસીસ્ટંટ નેમ્યા હતા.

નડીઆડ હાઇ સ્કુલના હેડ-માસ્ટર શેઠ જમશેદજી અરદેશર દલાલ એમ. એ. ને એલફીનસ્ટન કાલેજમાં ગણિત શિખવવાને નેમ્યા હતા.[5]

---

### તા૦ ૯ મી ફેબરવારી.

શેઠ હોરમસજી નવરોજજી મુકલાતવાલાએ આપણા જરથોસ્તીઓમાં મરણ વખતે ઓટલે તથા ઉઠમણે આવતા ગ્રહસ્થોને મહાએત થયલે ઘેરના નજદીકના એશીએ બધી મીજલશ ભરાયા પછી એક ફેરો ખાઇ સર્વેને સલામ કરવાને ફરવાનો રેવાજ હતો, તેની સાંમે એક હેંડબીલ છપાવી તમાંમ જરથોસ્તીઓને એ રેવાજનાં અઘટીટપણાં બાબે ખોલાસો કરી તે બંધ કરવાનો આગ્રહ કીધો હતો.[6]

---

### તા૦ ૧૦ મી ફેબરવારી.

આએ વર્ષની ડીસ્ત્રીક્ટ પલીડરોની પરીક્ષાના એક પરીક્ષક તરફે હાઈ કોરટના નામદાર જડજોએ કલીઆંણીના સબારડીનેટ જડજ ખાંનસાહેબ ખુરશેદજી રૂસતમજી થાંણેવાલાને નેમ્યા હતા.[7]

---

### તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદજરદી.

**મરણ**—દીનયારજી દોરાબજી બંગાલી[8]—ઉમર વર્ષ ૬૭) કલકતાવાલા શેઠ દોરાબજી બેહરાંમજી બંગાલીના નાહના દીકરા. એવણ પોતાના બાપ સાથે બાળવયથીજ કલકતામાં રેહતા હતા, અને ૧૮૩૨ માં ચીન ગયા હતા. જ્યાં સાત આઠ વર્ષ ગુજારી ૧૮૪૧ માં મુંબઇ આવી પોતાનાં કુટુંબને સાથે લઇ કલકતે ગયા હતા, અને આખી જીંદગી ત્યાંજ વ્યાપારમાં ગુજારી હતી, તથા મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

---

૧ જામે જમશેદ, તા૦ ૫ મી ડીસેમબર ૧૮૭૨.

એ સ્કુલ શેઠ શોરાબજીએ બે વર્ષ સુધી એખલાએ ચલાવ્યા બાદ તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૪ થી તેમાં શેઠો નશરવાંનજી હીરજીભાઇ પટેલ અને કાવશજી જમશેદજી કાપડીઆને ભાગયા કીધા હતા, અને એઓ ત્રણેકએ એ સ્કુલ તથા ચંદનવાડી તરફ "આલફ્રેડ હાઇ સ્કુલ" નાં નામથી એક નવી સ્કુલ ઉઘાડી તેના માલેક થયા હતા. એ પછી ઉપલી મજગામની સ્કુલ તા૦ ૧ લી અકટોબર ૧૮૭૪ થી તે ૧૮૭૬ ની આખરી સુધી એખલા શેઠ નશરવાંનજી હીરજીભાઇ પટેલે ચલાવી બંધ કીધી હતી.

૨ જામે જમશેદ, તા૦ ૫ મી ફેબરવારી ૧૮૭૨.

૩ મરહુમ ડાકટર બરજોરજી દોરાબજી કોપર તથા શેઠો એરચશાહ, મનચેરશાહ, ગુસતાદજી અને જાંહગીર દોરાબજી કોપરના બાવા.

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૭૨.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૨.

૬ રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૭૨.

એ બાદ એ રેવાજ રફતે રફતે બે ચાર વર્ષમાં બંધ પડયો હતો.

૭ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૭૨.

૮ કલકતાવાલા શેઠ દોરાબજી દીનયારજી બંગાલી વકીલના બાવા.

### તા૦ ૧૫ મી ફેબરવારી.

રોજ ૨૭ માહ ૫ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ શાપુરજી નવરોજજી મનાં તથા કાપડીઆ તે મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટનાં માણસનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા બેશીઓએ રૂ૨૬૭) તથા બાઇ પીરોજબાઇ તે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં બેટીએ "પોતાના બેહશતનશીન મુરબીજી શાહેબની તથા પોતાની મરનારે લાંબી મુદત સુધી સારી ચાકરી બજાવી તેથી મરનારની નઇઅતે" રૂ૩૨૫) મલી રૂ૫૯૨) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

### તા૦ ૧૭ મી ફેબરવારી.

હિંદુસ્થાંનના નામદાર વાઇસરાવ અને ગવરનર જનરલ અરલ ઑફ મેયોનું ગઇ તા૦ ૮ મી ફેબરવારીએ પોરટ બલેર ખાતે શેહરઅલી નામના કોઈ ચંડાલ બંદીવાને ખુન કરી મારી નાખવાથી નામદાર માહરાંણીની આ દેશની સઘળા વર્ગની પ્રજાને જે મોટો અફસોસ ઉપજયોછે તે બતલાવવા તથા એ નામદારની બાનુ કાઉનટેસ ઑફ મેયો પર દીલાસા પત્ર મોકલવાનો ઠેડાવ કરવા માટે મુંબઇના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૩ મી ફેબરવારીએ અતરેના શેરીફ શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકા જોગ ૩૮ ઇંગ્રેજ, ૬ યાહુદી, ૩૩ હિંદુ, ૭ મુસલમાંન, અને ૪૬ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, કાવશજી જહાંગીરજી રેડીમની, ફરાંમજી નશરવાંનજી પટેલ, દસ્તૂર પેશોતનજી બેહરાંમજી સંજાણા, અરદેશર હોરમજજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, હોરમજજી બહમનજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી કામાજી, નવરોજજી ફરદુનજી, હીરજીભાઈ હોરમજજી રેડના, મનચેરજી નવરોજજી બનાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ, બેહરાંમજી ખરશેદજી ગાંધી, ડાકટર કાવશજી હોરમજજી, ડાકટર બેહરાંમજી નવરોજજી, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી નવરોજજી વાડીઆ, માણેકજી ખરશેદજી સરાફ, ખરશેદજી માણેકજી ખરશેદજી, જાંહગીર માણેકજી ખરશેદજી, અરદેશર ફરાંમજી મુસ, દીનશાહ જમશેદજી ફરદુનજી પારખ, મનચેરજી પેશતનજી વાડીઆ, કાવશજી શોરાબજી પુટેલ, ડોશાભાઈ ધનજીભાઇ સુરતી, શોરાબજી શાપુરજી બંગાલી, શોરાબજી ધનજીભાઇ વાડીઆ, હોરમજજી અરદેશર મંતાક, નશરવાંનજી જમશેદજી રતનાગર, પાલણજી પેશતનજી પોંહચખાંનાંવાલા, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેશર ખરશેદજી ફરદુનજી પારખ, શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, બેહરાંમજી દાદાભાઇ રેજીસ્રાર, શોરાબજી પેશતનજી ફરાંમજી. હોરમજજી રૂસતમજી ઉમરીગર, એદલજી રૂસતમજી રીપોરટર, ધનજીશાહ માણેકજી લાલકાકા, જમશેદજી અરદેસર હોરમજજી વાડીઆ, પેશતનજી અરદેસર હોરમજજી વાડીઆ, ભીમજી માણેકજી બનાજી, જમશેદજી બહમનજી વાડીઆ, પીરોજશાહ મેહરવાંનજી મેહતા) ગ્રહસ્થોએ મોકલેલાં રીકવીજીશનની રેહે આજ દાંને ટાઉનહાલમાં એક જાહેર સભા હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રમુખે એક ગમગીની ભરેલું ભાષણ કીધા બાદ ઠેડાવ થયો કે "આખાં હિંદુસ્થાંનને મલતા થાઇને મુંબઈના લોકો લારડ મેયોનું ખુન કરનાર ઉપર ધીટકાર નાખેછે, અને આ કરપીનના હાથે હિંદુસ્થાંને પોતાનો જે નાંમાચો રાજકર્તા ખોહયોછે તે માટે અફસોસ કરેછે." એ પછી ઠેડયું કે "લારડ મેયોનાં મરણથી લેડી મેયો અને તેનાં કુટુંબને ઉપજેલાં દુખમાં પુરતો ભાગ લઇ તેને દીલાસો દેવા આ સભા ચાહેછે." એ પછી ઉપલો પેહલો ઠેડાવ હિંદુસ્થાંનના શેક્રેટરી ઑફ સ્ટેટ ઉ[illegible] બાજેતે લેડી મેયો ઉપર અતરેના નામદાર ગવરનરની મારફત મોકલવાને સભામાંથી થોડાક ગ્રહસ્થોનાં નેમેલાં ડેપ્યુટેશને જઇ તે નામદારને પોંહચાડવાને ઠેડયું હતું. છેલ્લા ઠેડાવને ટેકો આપતાં શેઠ નવરોજજી ફરદુનજીએ એક સુભાખીત ભાષાણ કરી ઉપલો ખુન કરનાર હિંદુસ્થાંનનો નહિં પણ ખાઇબિરની ખીણનો રેહવાસી છે એમ જણાવી તે બનાવ વિષે કેટલુંક બયાંન કીધું હતું. એ પછી સભા ગમગીની સાથ બરખાસત થઈ હતી.[2]

---

[1] જામે જમશેદ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨.

[2] જામે જમશેદ, તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૨.

ઉપલા બંધે ઠેડાવો નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડને હાથોહાથ પોંહચાડવાને ૨ ઇંગ્રેજ, ૧યાહુદી, ૧૫ હિંદુ, ૫ મુસલમાંન, અને ૧૮ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ., હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, ફરાંમજી નશરવાંનજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, મનચેરજી નવરોજજી બનાજી, નવરોજજી ફરદુનજી, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી શાપુરજી બંગાલી) ગ્રહસ્થોનું ડેપ્યુટેશન પરેલના સરકારી મેહલમાં તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને ગયું હતું, જ્યાં પ્રમુખ સર જમશેદજીએ ભરાએલી છાતી સાથે એક ભાષાણ કરી બંધે ઠેડાવો નામદાર ગવરનરના હાથમાં આપ્યા હતા, અને તે નામદારે પણ અતિશય શોકકારક એક ભાષાણ કરી મુંબઇના રેહવાસીઓનો આ દીલસોજને માટે ઉપકાર માનયો હતો.

અહમદનગરના પારસીઓએ મેશરસ ખરશેદજી એંડ સનસની આગેવાની હેઠલ એક દીલાસાપત્ર લેડી મેયો ઉપર મી૦ ચેપમેનની મારફતે મોકલી આપ્યો હતો. એ બાદ

તા૦ ૧૯ મી ફેબરવારી.

રોજ ૧ માહ ૬ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

હાનરેબલ બેહરામજી જીજીભાઈએ આજ દીને પોતાના નબીરા શેઠ રૂસતમજી નાનાભાઈ બેહરાંમજીની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦) ધર્મ ખાતે આપ્યા હતા.[1]

---

તા૦ ૨૧ મી ફેબરવારી.

મુંબઈની વસતીની ગણુત્રિ આજ દીને અતરેની સરકારના હુકમથી લેવામાં આવી હતી. એ કામ અતરેના હેલ્થ આફીસર ડાકટર ટી. જી. હયુલેટનાં ઉપરીપણાં હેઠલ થયું હતું.[2]

---

મુંબઈના નામદાર ગવરનરે મરહુમ લારડ મેયોની યાદગારી રાખવા માટે અતરે એક ફંડ એકઠું કરવાને કમીટી નેમી હતી, જેમાં નીચલા પારસી ગૃહસ્થોને અધિકારીઓ તરીકે શામેલ કીધા હતા:—

ઓનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સી. એસ. આઈ. ઓનરેબલ બેહરાંમજી જીજીભાઈ, શેઠો ડોશાભાઈ ફરાંમજી કામા, શોરાબજી શાપુરજી બંગાલી, કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઈ; દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ.

એ ફંડ મધે રૂ૯૪૯૪) ભરાયા હતા, જેમાં પારસીઓ-માં શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ રૂ૫૦૦) તથા શેઠો શોરાબજી શાપુરજી બંગાલી, દીનશાહજી માણેકજી પીટીટ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખાં૦ બા૦ પદમજી પેશતનજી, અને હોરમારજી અરદેશર વાડીઆએ દરેકે રૂ૧૦૦), શેઠો દોરાબજી અને નવરોજજી પદમજીએ રૂ૫૦) તથા બીજી રૂ૨૫૫) ની નાની રકમો ભરાઈ હતી.

કલકતામાં એજ બાબદસર થયલાં ફંડમાં શેઠ માણેકજી રૂસતમજી બનાજીએ રૂ૨૦૦) ભર્યા હતા.

1 જાંમે જમશેદ, તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૭૨.

2 એ ગણુત્રિનું પરીણાંમ ડીસેમબર માસમાં બાહેર પડયું હતું, જેમાં જણાવ્યા મુજબ મુંબઈની વસતી કુલે ૬૪૪૪૦૫ માણસોની હતી; જે મધે ૪૪૦૯૧ પારસીઓ હતા. જેમાં મરદ ૨૩૧૧૧ અને ઓરત ૨૦૯૮૦ હતાં. તેઓની ઊમર નીચે મુજબ હતી:—

| | નર. | નારી. |
|---|---|---|
| ૨ વર્ષની અંદરનાં બચ્ચાં.. | ૧૧૭૧ | ૧૧૩૮ |
| ૨ થી ૧૨ વર્ષ સુધીનાં .... | ૫૧૯૩ | ૪૯૮૯ |
| ૧૨ થી ૨૦ વર્ષ સુધીનાં .... | ૪૦૫૬ | ૩૧૦૪ |
| ૨૦ થી ૩૦ વર્ષ સુધીનાં .... | ૪૧૦૪ | ૩૪૫૦ |
| ૩૦ થી ૪૦ વર્ષ સુધીનાં .... | ૩૨૯૫ | ૨૬૮૭ |
| ૪૦ થી ૫૦ વર્ષ સુધીનાં .... | ૨૪૫૯ | ૨૪૦૮ |
| ૫૦ થી ૬૦ વર્ષ સુધીનાં .... | ૧૬૪૩ | ૧૫૮૫ |
| ૬૦ થી ઊપરનાં .......... | ૧૧૯૦ | ૧૫૭૯ |
| | ૨૩૧૧૧ | ૨૦૯૮૦ |

તા૦ ૨૫ મી ફેબરવારી.

રોજ ૭ માહ ૬ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે આજ દીને પોતાના દીકરા શેઠ બહમનજી દીનશાહજી પીટીટ તથા નબીરાઓ

---

એઓમાં શેહનશાહી તથા કદમીઓની સંખીઆ નીચે મુજબ હતી:—

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| શેહનશાહી ...... | ૨૧૧૬૮ | ૧૯૬૪૧ | ૪૦૮૦૯ |
| કદમી ........ | ૧૯૪૩ | ૧૩૩૯ | ૩૨૮૨ |
| | ૨૩૧૧૧ | ૨૦૯૮૦ | ૪૪૦૯૧ |

ઓરતોનું પ્રમાણ મરદો કરતાં એક દશાંશ ઓછું, છ્યાને ૧૦૦ ઓરતોએ ૧૧૦·૧૫ મરદો હતા.

પારસીઓમાં નીચલી ઊમરનાં ૧૭૫૬૫ કુંવારાં, ૨૨૬૨૬ પરણેલાં, અને ૩૬૨૭ રંડાયલાં હતાં:—

| | કુંવારાં. | | પરણેલાં. | | રંડાયલાં. | |
|---|---|---|---|---|---|---|
| | નર | નારી. | નર. | નારી. | નર. | નારી. |
| ૧૦ વર્ષની અંદરનાં ... | ૫૧૪૨ | ૪૯૭૩ | ૧૪ | ૨૯ | ૦ | ૧ |
| ૧૦ થી ૨૦ વર્ષ સુધીનાં... | ૪૧૮૧ | ૨૧૨૮ | ૧૦૫૨ | ૧૮૧૪ | ૧૨ | ૫૧ |
| ૨૦ થી ૩૦ વર્ષ સુધીનાં... | ૬૭૮ | ૯૯ | ૩૨૭૦ | ૩૧૭૩ | ૧૪૮ | ૨૧૧ |
| ૩૦ થી ૪૦ વર્ષ સુધીનાં... | ૧૩૯ | ૧૩ | ૩૦૧૩ | ૨૩૮૯ | ૯૨ | ૨૮૩ |
| ૪૦ થી ૫૦ વર્ષ સુધીનાં... | ૩૮ | ૫૪ | ૨૩૦૪ | ૧૮૩૫ | ૧૦૭ | ૫૧૯ |
| ૫૦ થી ૬૦ વર્ષ સુધીનાં... | ૩૫ | ૪૦ | ૧૪૬૬ | ૮૭૪ | ૧૩૧ | ૬૬૮ |
| ૬૦ થી ઊપરનાં....... | ૨૧ | ૨૪ | ૮૯૨ | ૪૦૧ | ૨૭૨ | ૧૧૮૨ |
| | ૧૦૨૩૪ | ૭૩૩૧ | ૧૨૦૧૧ | ૧૦૫૬૫ | ૭૬૨ | ૨૮૬૫ |

પારસીઓમાં શેંકડે ૯૩·૪ ટકા ભણેલાં તથા લખી વાંચી જાણનારાં હતાં. એઓના ધંધા નીચે મુજબ હતા:—

૩૦૨૫ લખનારાઓ, મેહતા, મુનશી વગેરે.
૪૭૩૬ વ્યાપારીઓ અને સરાફો.
૧૮૫૫ કારીગરો, સુથારો, વગેરે.
૩૦૫૧ નોકરો.
૮૪૮ ધર્મગુરૂઓ.
૫ બારીસ્ટરો.
૩૦ વકીલ, પલીડર, વગેરે.
૪૮ તબીબો.
૯૨ સરકારી પેનશનરો.
૪૫૧ મીલકતપર રેહનારા.
૩૨૫૦ બેકાર તથા ગરીબ લાચારો.
૧૨૯૯૮ ઓરતો પરણેલી તથા ધંધાવગરની.
૧૩૭૦૨ ઊમરની અંદરનાં.

---

૪૪૦૯૧

એઓમાં ભીખારી એક નહિ હતો. ખાપણવાલાં ૧૬૮ માણસો નીચે મુજબ હતાં:—

| | નર. | નારી. |
|---|---|---|
| ઘેલાં ............... | ૩૦ | ૧૨ |
| મુરખ ............... | ૨ | ૦ |
| મુગાં બેહરાં ........... | ૧૩ | ૧૨ |
| આંધલાં ............. | ૧૭ | ૨૪ |
| લુલાં લંગડાં ........... | ૨૯ | ૨૦ |
| રગતપીત્યાં ........... | ૫ | ૪ |
| | ૯૬ | ૭૨ |

શેઠ મેહરવાંનજી અને માણેકજી કાવસજી પીટીટની શેઆદી તેમજ બેટીઓ બાઈ બચુબાઈ અને ગુલબાઈ તથા નબારાઓ

શેઠ મેહરવાંનજી, માણેકજી અને પેશતનજી કાવસજી પીટીટની નવજોતની ખુશાલીમાં રૂ૫૦૦૦) ની રકમ મુંબઇની પારસી

| વસ્તીનાં મથકો— | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| કોલાબા.. | ૨૯૫ | ૨૪૭ | ૫૪૨ |
| કોટ.... | ૮૪૨૧ | ૭૬૮૪ | ૧૬૧૦૫ |
| મેદાંન .. | ૫૪ | ૫૩ | ૧૦૭ |
| બારકોટ.. | ૨૪૨૭ | ૨૩૭૫ | ૪૮૦૨ |
| માંડવી .. | ૩ | ૧ | ૪ |
| ચકલા .. | ૪૧૪ | ૪૦૦ | ૮૧૪ |
| ઊમરખાડી. | ૮૪ | ૬૯ | ૧૫૩ |
| ડુંગરી .. | ૬ | ૫ | ૧૧ |
| ધોબીતલાવ. | ૪૮૫૯ | ૪૫૧૮ | ૯૩૭૭ |
| ફનસવાડી. | ૭૧૬ | ૬૭૮ | ૧૩૯૪ |
| ભુલેશર .. | ૪૯૪ | ૪૧૪ | ૯૦૮ |
| ખારાતલાવ. | ૨૧૮ | ૧૯૭ | ૪૧૫ |
| કુંભારવાડા. | ૨૯૩ | ૨૭૮ | ૫૭૧ |
| ગીરગાંમ.. | ૧૭૩ | ૧૨૫ | ૨૯૮ |
| ખેતવાડી.. | ૨૧૭૨ | ૧૯૪૯ | ૪૧૨૧ |
| ચોપાતી.. | ૨૨૮ | ૧૭૦ | ૩૯૮ |
| વાલકેશર... | ૨૨૮ | ૧૫૬ | ૩૮૪ |
| માહલક્ષમી. | ૧૭૩ | ૧૫૧ | ૩૨૪ |
| મજગાંમ .. | ૭૭૦ | ૭૨૨ | ૧૪૯૨ |
| તારવાડી ... | ૧૭૭ | ૧૪૦ | ૩૧૭ |
| કામાટીપરા. | ૨૮૩ | ૧૯૮ | ૪૮૧ |
| ભાંએખલા. | ૨૧૧ | ૧૫૫ | ૩૬૬ |
| પરેલ.... | ૨૬૭ | ૧૯૫ | ૪૬૨ |
| શીવરી .. | ૬ | ૧ | ૭ |
| શીવ.... | ૫૧ | ૩૪ | ૮૫ |
| માહીમ .. | ૭૫ | ૫૯ | ૧૩૪ |
| વરલી .. | ૧૨ | ૬ | ૧૮ |
| બારાંમાં ... | ૧ | ૦ | ૧ |
| | ૨૩૧૧૧ | ૨૦૯૮૦ | ૪૪૦૯૧ |

મુંબાઇ ઊપરાંત દેશાવરો ખાતે પારસીઓની વસ્તી એ ગણત્રિ પ્રમાણે નીચે મુજબ હતી:—

### ગુજરાતમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| સુરત ...... | ૫૯૭૨ | ૬૮૬૯ | ૧૨૮૪૧ |
| ભરૂચ ...... | ૧૫૩૯ | ૧૫૭૭ | ૩૧૧૬ |
| ખેડા ...... | ૪૧ | ૨૭ | ૬૮ |
| પંચમાહાલ .... | ૧૨ | ૫ | ૧૭ |
| અમદાવાદ .... | ૨૮૦ | ૨૦૨ | ૪૮૨ |
| | ૭૮૪૪ | ૮૬૮૦ | ૧૬૫૨૪ |

એ ૧૬૫૨૪ પારસીઓમાં ૧૫૫૫૭ શેહનશાહી (૭૩૪૩ નર અને ૮૨૧૪ નારી) તથા ૯૬૭ કદમી (૫૦૧ નર અને ૪૬૬ નારી) હતાં.

### દખણમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| ખાંનદેશ ...... | ૪૨ | ૧૯ | ૬૧ |
| નાશક ........ | ૯૪ | ૩૬ | ૧૩૦ |
| અહમદનગર .... | ૪૯ | ૪૨ | ૯૧ |
| પુણાં ........ | ૬૯૯ | ૫૪૪ | ૧૨૪૩ |
| સેતારા ........ | ૫૫ | ૨૯ | ૮૪ |
| શોલાપુર ...... | ૩૫ | ૨૭ | ૬૨ |
| બેલગાંમ ...... | ૪૯ | ૩૩ | ૮૨ |
| ધારવાર ........ | ૭ | ૬ | ૧૩ |
| | ૧૦૩૦ | ૭૩૬ | ૧૭૬૬ |

એ ૧૭૬૬ પારસીઓમાં ૧૫૧૭ શેહનશાહી (૮૩૯ નર અને ૬૭૮ નારી) તથા ૨૪૯ કદમી (૧૯૧ નર અને ૫૮ નારી) હતાં.

### કોકણમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| કનેરા ........ | ૧૧ | ૧૪ | ૨૫ |
| રતનાગરી ...... | ૮ | ૧ | ૯ |
| કોલાબા ...... | ૨૦ | ૫ | ૨૫ |
| થાણાં ........ | ૧૬૮૬ | ૧૫૦૨ | ૩૧૮૮ |
| | ૧૭૨૫ | ૧૫૨૨ | ૩૨૪૭ |

એ ૩૨૪૭ પારસીઓમાં ૩૦૭૬ શેહનશાહી (૧૬૨૦ નર અને ૧૪૫૬ નારી) તથા ૧૭૧ કદમી (૧૦૫ નર અને ૬૬ નારી) હતાં.

### સીંધમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| કરાંચી .......... | ૪૨૭ | ૩૫૦ | ૭૭૭ |
| હેદરાબાદ ........ | ૨૬ | ૧૯ | ૪૫ |
| શીકારપુર ........ | ૨૨ | ૧૭ | ૩૯ |
| સીંધની ઊતર સરહદ .. | ૭ | ૨ | ૯ |
| | ૪૮૨ | ૩૮૮ | ૮૭૦ |

એ ૮૭૦ પારસીઓમાં ૭૧૨ શેહનશાહી (૩૯૨ નર અને ૩૨૦ નારી) તથા ૧૫૮ કદમી (૯૦ નર અને ૬૮ નારી) હતાં.

### મુંબઈ ઈલાકાને લગતાં દેશી રાજયોમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| નવસારી .......... | ૩૦૫૨ | ૪૦૧૧ | ૭૦૬૩ |
| વરોડરાને લગતાં ગામો.. | ૧૮૩ | ૯૦ | ૨૭૩ |
| કાઠીઆવાડને લગતાં ગામો | ૨૫ | ૯ | ૩૪ |
| રેવાકાંઠા .......... | ૧૨૦ | ૭૮ | ૧૯૮ |
| મહીકાંઠા .......... | ૬ | ૩ | ૯ |
| ખંબાત .......... | ૫૪ | ૫૩ | ૧૦૭ |
| ધરમપોર .......... | ૧૪૬ | ૧૦૮ | ૨૫૪ |
| વાંસડા .......... | ૧૩૦ | ૮૦ | ૨૧૦ |
| સચીન .......... | ૭૮ | ૭૫ | ૧૫૩ |
| કછ .......... | ૨૦ | ૨૦ | ૪૦ |
| | ૩૮૧૪ | ૪૫૨૭ | ૮૩૪૧ |

એ ૮૩૪૧ પારસીઓમાં ૮૧૮૫ શેહનશાહી તથા ૧૫૬ કદમી હતાં.

પંચાતના ફંડમાં તેનું જે વ્યાજ ઉપજે તે દર શાલ મુકતાદને તાંકણે દેશાવરી ખાતેનાં ગરીબ જરથોસ્તીઓને વેંહચી આપવાનાં ફંડમાં વાપરવાને માટે ભેટ આપી હતી.[1]

---

તા૦ ૨૫ મી ફેબરવારી.

શેઠ પાલણજી પેશતનજી સરાફે કેટલીક નશીહતરૂપી વારતાઓની "નશીહતે પાહાલણ" નામની એક ચોપડી છપાવી પ્રગટ કીધી હતી.[2] એ ચોપડી ડાકટર ભાઉ દાજીને અર્પણ કરવામાં આવી હતી.

---

તા૦ ૨૬ મી ફેબરવારી.

શેઠ માણેકજી ફરદુનજી પટેલે રેલવેને શીગનલ કરવા માટેનો એક સુધારેલો સાંચો બનાવી તે માટે હિંદુસ્થાંનની સરકારમાંથી પેટંટ મેળવ્યું હતું.[3]

---

તા૦ ૨૭ મી ફેબરવારી.

રોજ ૯ માહ ૬ (શે૦) ૧૨૪૧ યઝદેજરદી.

નામદાર માહરાંણી વિકટોરીયાના પાટવીકુવર નામદાર પ્રીનસ ઑફ વેલસને પાકપરવરદેગારે પોતાની અજીમ કુદરતથી સખ્ત માંદગીમાંથી મોકલો કરી તંનદરોસ્તી બખશી તે બાબે તે કીરતારનો ઉપકાર માનવા તથા તેની બંદગી કરવા સારૂં નામદાર માહરાંણીજીએ પોતાની ઇંગલાંડની રૈયતને હોકમ ફરમાવી તે માટે તા૦ ૨૦ મી ફેબરવારીનો દીવસ મુકરર કીધો હતો. એ ઉપરથી હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. એ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટી સાહેબોને એક પત્ર લખી એ દીને મુંબઇ મધે સર્વે જરથોસ્તીઓને નામદાર માહરાંણીની વફાદાર રૈયત તરીકે જાહેર બંદગી કરવા સારૂં પંચાતની તરફથી એક જાહેર જશન કરવાની સુચનાં કીધી હતી. તે મુજબ પંચાતના તરસ્ટીઓએ વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી તે દીને સહવારનાં ૯ કલાકને અમલે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમ મધે એક જાહેર જશન તથા બંદગીમાં શામેલ થવાને સર્વે જરથોસ્તીઓને એલતેમાસ કીધી હતી, પણ તે બાદ હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ લારડ મેયોનાં અતી સંતાપ ભરેલાં મરણને લીધે એ દિવસ ફેરવી હિંદુસ્થાંનની સરકારે આજનો દીવસ ઠેરવ્યો હતો, તેની રૂહે તરસ્ટી સાહેબોએ પણ આજે એ જશન કીધું હતું. એ જગોએ જશનની મોજલસમાં પુશ્કળ જરથોસ્તીઓનો મેલાવડો થયો હતો. જશનની ક્રિયા નીચલા પાંચ દસ્તુર સાહેબોએ જુદાં જુદાં આફરગાંન માંડી કીની હતી:—

૧—દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા. ૨—દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના. ૩—દસ્તુર શોરાબજી રૂસ્તમજી મુલાંફીરોજના. ૪—દસ્તુર ખુરશેદજી બેજનજી. ૫—દસ્તુર એરચજી શોરાબજી મેહરજીરાંણાના.

ક્રિઆ પુરી થવા બાદ ઉપલા પાંચે દસ્તુર સાહેબોએ નામદાર શાહજાદાને પાક ખોદાતાલાએ તંદરોસ્તી બખશી તેને માટે તે સાહેબનો આભાર માની તેના શોકર ગુજાર કરવા માટે ગુજરાતીમાં જોડેલી બંદગીઓ વાંચી સંભલાવી, જેમાં સર્વે મોજલસ શામેલ થઇ હતી. એ પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[4]

## સીવીલ કેનટોનમેંટોમાં.

| | નર. | નારી. | જુમલે. |
|---|---|---|---|
| મઊ .......... | ૧૪૨ | ૧૪૨ | ૨૮૪ |
| વરોડરા .......... | ૯૯ | ૭૬ | ૧૭૫ |
| એડન .......... | ૯૩ | ૨૮ | ૧૨૧ |
| ડીસા .......... | ૮૫ | ૮૬ | ૧૭૧ |
| રાજકોટ .......... | ૫૨ | ૫૭ | ૧૦૯ |
| | ૪૭૧ | ૩૮૯ | ૮૬૦ |

એ ૮૬૦ પારસીઓમાં ૭૯૧ શેહનશાહી (૪૩૨ નર અને ૩૫૯ નારી) તથા ૬૯ કદમી (૩૯ નર અને ૩૦ નારી) હતાં.

એ રીતે ઇ૦ સ૦ ૧૮૭૨ ની વસતીની ગણત્રિ મુજબ મુંબઇ શેહરમાં ૪૪૦૯૧, મુંબઇ ઇલાકાનાં બીજાં શેહેરોમાં ૨૨૪૦૭, મુંબઇ ઇલાકાને લગતાં દેશી રાજ્યોનાં ગામોમાં ૮૩૪૧, અને સીવીલ કેનટોનમેંટોમાં ૮૬૦ મળી ૭૫૬૯૯ પારસીઓ (૩૮૪૦૭ નર અને ૩૭૨૯૨ નારી) હતાં, જેઓમાં ૬૯૮૨૬ શેહનશાહી અને ૫૮૭૩ કદમી એતેકાદવાલાં હતાં.

૧ જામે જમશેદ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૭૨.

૨ "નશીહતે પાહાલણ. આંક પેહેલો. બનાવનાર, પાહાલણજી પેશતનજી સરાફ. મુંબઇ મધે વર્તમાન છાપાખાંનાંમાં બરજોરજી નશરવાંનજીએ છાપી પ્રગટ કીધીછે. સને ૧૨૪૧ યઝદજરદી—૧૮૭૨ ઇસવી."

૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૭૨.

એજ મુજબ સુરત મધે એ દીને સાંજનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાંનજી મોદીવાલાં આતશબેહરાંમમાં શેઠ રૂસતમજી ખુરશેદજી મોદી તથા સુરત પારસી ચારીટી ફંડના માનંજરોની આગેવાંની હેઠલ એક જાહેર જશન કરવામાં આવ્યું હતું. પ્રથમમાં શેઠ એદલજી ખુરશેદજી મોદીએ એ દીવસની ક્રિયા તથા જશનનાં કારણ બાબેનું મુબારકબાદી પત્ર વાંચી સંભલાવ્યું, જે બાદ દસ્તુર નશરવાંનજી કેખશરૂએ જશનની ક્રિઆ શરૂ કીધી જે પુરી થવા બાદ બાહેર હાજર રહેલાં બેંડે ખુશાલીના અવાજો કાઢયા અને ચાશની કરી સર્વે મોજલસ બરખાસ્ત થઇ હતી. નવસારી મધે પણ એ દીને સવારનાં ત્યાંનાં આતશબેહરાંમ સાહેબમાં અંજુમન તરફથી જશનની ક્રિયા કરવામાં આવી હતી, જે પુરી થવા બાદ એ૦ ખરશેદજી એરચજી દસ્તુર મેહરજીરાંણાનાએ ઇંગ્રેજ સરકારની અદલ રાજનીતિ તથા તેમાં પ્રજાની સલાંમતી અને

તા૦ ૨૯ મી ફેબરવારી.

શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાને નામદાર સરકારે મુંબઇની પોલીસના કામચલાઉ બીજા માજીસ્ત્રેટ નેમ્યા હતા.

શેઠ ફરાંમજી નશરવાંનજી શેઠનાને નામદાર સરકારે અહમદનગરના હજુર ડેપ્યુટી કલેકટર અને માજીસ્ત્રેટ નેમ્યા હતા.[1]

---

તા૦ ૫ મી મારચ.

રોજ ૧૬ માહ ૬ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને હાનરેબલ બેહરાંમજી જીજીભાઇના બેટા શેઠ નાનાભાઇનાં દીકરા શેઠ રૂસતમજીનાં લગનની નવજોતની મીજલસમાં હાનરેબલ બેહરાંમજી તરફથી શેઠ નવરોજજી ફરદુનજીએ એક અનજુમન પત્ર વાંચી સંભલાવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે તેવણે ગઇ તા૦ ૧૪ મી ફેબરવારીને દીને પોતાની પુંજીમાંથી રૂ૪૦૦૦૦૦) ની સરકારી ૪ ટકાનાં બ્યાજની નોટો તથા જી. આઇ. પી. રેલવે કુંપનીના રૂ૨૭૦૦૦) ની કીમતના ૧૦૦ શેરો કે જેની કીમત આજના ભાવે રૂ૫૬૦૦૦) થાબા વધુ થવા જાયછે તથા રેહવાના બંગલાઓનું ફરનીચર અને સર્વે સરંજામ તથા જુદી જુદી બાબીશ

---

પારસીઓની વફાદારી વિષે એક ભાષાણ કરી સંભલાવ્યું હતું. પુણાં મધે એ કારણસર આગમજથી ઇપાને રવીવાર તા૦ ૨૧ મી જાનેવારીએ ખાંનબાહદુર પદમજી પેશતનજીનાં નોતરાંથી સર્વે પારસીઓ મરહુમ સર જમશેદજી જીજીભાઇવાલાં આદરાંનમાં ભેગા થયા હતા, અને બંદગીથી ફારેગ થયા પછી શેઠ દોરાબજી પદમજી પેશતનજીએ કહી સંભલાવ્યું કે "ગઇ વેળાએ આપણે કીરતારની બંદગી ગુજારી હતી કે શાહજાદાનો જાંન બંચાવે, અને એ અરજ તે કીરતારે સાંભલીને શાહજાદાને વાલી આપેલોછે, તે માટે શુકરગુજારી કરવી જોઇએ." એજ મુજબ સરકારે ઠેડવેલે દીને ઇપાને તા૦ ૨૭ મી ફેબરવારીએ પુણાં મધે મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલાં આદરાનમાં ખાંનબાહદુર દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસપઆશાનાનાં ઇજનથી સાંજનાં ૪ કલાકે સર્વે જરથોસ્તીઓ શોકરગુજારી કરવાને ભેગા મળ્યા હતા. દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ એક વાએજ કરી ઇનશાન જાતે ગમે એવી હાલતમાં હોવા છતાં હરદમ ખોદાતાલાપર ભરોશો રાખી હીમત ન હારતાં મન સ્થિર રાખી સલાંમતી ભરેલા ઇલાજો લેવાથી મુશ્કેલી દુર થાયછે તે વિષે કેટલુંક કહી સંભલાવ્યું હતું, અને સેવટે ગુજરાતીમાં એ તાંકણાં માટે જોડેલી એક બંદગી ગંભીર અવાજે વાંચી સંભલાવી, જેમાં સર્વે મીજલસ શામેલ થઇ હતી. ભરૂચ મધે પણ બાહેરકોટની કાંઠા ઊપરની દરેમેહરમાં એક જશન થયું હતું, જેની સેવટે નાયબ દસ્તુર એ૦ દાદાભાઇ ફરદુનજી તથા શેઠ શોરાબશાહ દાદાભાઇ મુનસફે વાએજ કરી નામદાર શાહજાદાને દોઆ ચાહી હતી. થાણાં મધે પણ એ દીને સવારના પારસીઓએ મરહુમ શેઠ રૂસતમજી કાવશજી પટેલવાલી દરેમેહરમાં જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના દસ્તુર ખુરશેદજી મીનોચેહરજી પંથકીએ તથા શેઠ કુવરજી કાવશજી શબાવાલાએ ગુજરાતીમાં દોઆ ગુજારી હતી. કલકતા મધે પણ એ દીને મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીવાલી દરેમેહરમાં શેઠ માણેકજી રૂસતમજી બનાજીની આગેવાની હેઠલ એક જશન કરી ત્યાં વસતા પારસીઓએ શોકરગુજારી કરી હતી. આકોલા મધે પણ ત્યાંની દરેમેહરમાં સર્વે જરથોશ્તીઓ શોકરગુજારી કરવાને ભેગા મલ્યા હતા અને બંદગીથી ફારેગ થયા બાદ બીરારના આસીસ્ટંટ કમીશનર દસ્તુર બહમનજી જામાસપજી જામાસપઆશાનાની તરફથી એ૦ એદલજી જમશેદજી સનજાણાએ એક વાયજ કરી બ્રીતિષ હકુમતની સનાસેફત કીધી હતી. સીકંદરાબાદની દરેમેહરમાં પણ પારસીઓએ ભેગા મલી જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના દસ્તુર હોરમજજી જામાસપજી જામાસપ આશાનાએ એક વાએજ કરી જરથોશ્તી ધર્મમાં સોતાપર રાજ્ય કર્તાઓ માટે બંદગી કરવાને ફરમાવેલુંછે, તે વિષેની સમજ આપી હતી. વલસાડ મધે પણ મરહુમ શેઠ મોટાભાઇ શાપુરજીવાલી દરેમેહરમાં પારસીઓએ સવારનાં જશન કીધું હતું. વરોડરા મધે પણ ત્યાંની શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇવાલી દરેમેહરમાં પારસીઓએ ભેગા થઇ જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના પંથકી એ૦ ફરાંમજી મોટાજી પેશારીએ શોકરગુજારીની બંદગી વાંચી સંભલાવી હતી. રાજકોટ મધે પણ પારસીઓએ ત્યાંના રાજબાગમાં ભેગા મલી શોકરગુજારી કીધી હતી, જેની સેવટે શેઠ કુવરજી કાયાજીએ એક અસરકારક ભાષણ કરી શાહજાદાની સ્તુતી કરી અને જણાવ્યું કે જો નામદાર વાઇસરાય લારડ મેયોનું કવખતનું મરણ નિપજ્યું ન હતે તો પારસીઓ આજે હજુ વધારે ધામધુમ તથા ખુશી રાંમસની કરતે. અમદાવાદ મધે પણ પારસીઓએ ત્યાંની દરેમેહરમાં જશન કીધું હતું, જેની સેવટે શેઠ કાવશજી મનચેરજી કારંજવાલાએ એક ભાષાણમાં નામદાર માહરાણીજીનાં કુટુંબને આશિષ દીધા હતા. મઊ મધે પણ ત્યાંની દરેમેહરમાં પારસીઓએ જશન કીધું હતું, જેની સેવટે ત્યાંના પંથકી એ૦ ફરાંમજી હોરમજજી ખાડને ગુજરાતીમાં નેક દોઆ ગુજારી હતી. કરાંચી મધે પણ પારસીઓએ ત્યાંની પંચાતની વાડીમાં ભેગા થઇ શેઠ હોરમજજી દાદાભાઇ ઘડીઆલીની આગેવાંની હેઠલ શોકર ગુજારીનું જશન કીધું હતું, જ્યાં દસ્તુર કાવશજી જમશેદજી સુરતવાલાએ જશનની ક્રિયા કીધી હતી, જે પુરી થવા બાદ તેવણે તથા શેઠો એદલજી ફકીરજી ભરૂચા અને જમશેદજી ફરાંમજી માસટરે માહરાંણીનાં રાજ્યની સલાંમતી વિષે દોઆ ચાહી હતી.

નામદાર શાહજાદો સાજો થયો તેની ખુશાલીમાં અતરેથી શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. એ જાનેવારી માસમાં લંડન મધે રૂ૨૦૦૦) ની રકમ નામદાર શાહજાદાની મરજી પુછી તે લંડન ખાતે ગરીબ લાચારોને આસરો આપનારાં કોઇ લાએક ધર્મખાતાંમાં આપવાને મોકલી હતી. એ બાબે નામદાર શાહજાદાની મરજી પુછતાં તે નામદારના પ્રાઇવેટ શેક્રેટરી જનરલ નાલીએ લખી જણાવ્યું કે લંડન ખાતે ઘણાં સારી કીસમનાં ધર્મખાતાંઓછે તેઓમાંથી આસરો આપવા લાયક પસંદ કરવું મુશ્કેલછે, તોપણ નામદાર શાહજાદો તેના તબીબોની ચંચલાઇ અને હીકમતથી તથા તે કીરતારની મેહરબાંનીથી સાજો થયો માટે લંડનની ફીવર હાસ્પીટલમાં એ નાણાંનો એક ભાગ આપવાને હું સુચનાં કરૂંછું. આ ઊપરથી તે હાસ્પીટલમાં સઘળું નાણું આપવામાં આવ્યું હતું.

[1] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૯ મી ફેબરવારી ૧૮૭૨.

મીલકતોનુ[1] એક પાકું તરસ્ટ ડીડ કરી તેની ઉપજ તેમના પેહડી દર પેહડી વડા છોકરાને મલતી જાય એવો બંદોબસ્ત કીધોછે.[2] એ ઉપરાંત એ તરસ્ટની ઉપજમાંથી દર શાલ રૂ૨૦૦૦) ની રકમ તેઓ પોતાની હૈયાતી સુધી પોતાની અને તેવણની પછી તેવણનો વડો વારસ જેમ પોતાની નજરમાં વાજબી દીસે તેમ ધર્મ ખાતે ખરચશે, અને બીજા રૂ૪૦૦૦) તરસ્ટીઓ પોતાની નજરમાં આવે તેમ ધર્મ ખાતે ખરચશે. એ રીતે રૂ૬૦૦૦) દર શાલ ધર્મ ખાતે ખરચવાનો બદોબસ્ત કીધોછે. અગર કોઇ વર્ષ તરસ્ટીઓનાં ધ્યાન મુજબ એ રકમનો ધર્મ નહિં થયો હોયતો એકથી પાંચ વર્ષ સુધીમાં જે રકમ એકઠી થાઇ હોય તે રકમનો એકદમ ધર્મ કરવાને તરસ્ટીઓને અખત્યારછે.[3] વળી એ તરસ્ટમાં કીધેલી ગોઠવણ પ્રમાણે ઉપલાં ધર્મખાતાંના રૂ૬૦૦૦) માં દર વર્ષે વર્ષ રૂ૧૦૦) નો વધારો કર્યામાં આવશે. જેમકે પેહલે વર્ષે રૂ૬૦૦૦) તો બીજે વર્ષ રૂ૬૧૦૦) અને ત્રિજે વર્ષ રૂ૬૨૦૦) અને એ પ્રમાણે દર વર્ષે આગલાં વરસ કરતાં રૂ૧૦૦) વધશે, અને

---

[1] એ ૨૨) મીલકતો નીચે મુજબ છે :—

(૧) છાસ્ટી મધે આવેલાં સાત ગામો ગોરગાંમ, આજાસ, પાહરી, પોઇસર, મોગરા, વેશીવરા અને બાંનડોલી (૨) વાંદરા મધે આવેલી લેંડસ એંડ વાલી જાણીતી ૧૪ એકરની મીલકત (જે હાલ બેહરાંમજી જીજીભાઇ પાંઇટને નામે ઓળખાએછે) (૩) વાંદરા મધે ગોરબંદરની સડક તરફ ૪૫૦૦ વાર જમીન, (૪) તારદેવનો રેહવાનો બંગલો ૮૫૯૫ વાર જમીન સુધાં (૫) તેની પાસેની ૯૨૯૫ વાર જમાન તેપરના બાગ બગીચા સાથે (૬) તેની પાસેની ૨૯૮૯ વાર જમીન (૭) તેની પાસેનો બંગલો તેને લગતી ૬૫૯૩ વાર જમીન સાથે (૮) તેની સાંમેની ઓરમાં આવેલી ૪૩૨૫ વાર જમીન તેપરના મોટા તબેલા તથા ઝુપડાંઓ સાથે (૯) કોટેકોટનું હવડાં હોર કું૦ વાળું મોટું ઘર (જે આગલ થાકર કું૦ નાં ઘરને નામે ઓળખાતું હતું, અને જે ૧૮૭૭ માં આગથી બળી જવા પછી તેની જગોએ હાલમાં નવું મોટું ઘર એજ તરસ્ટ ફંડમાંથી બાંધ્યુંછે) (૧૦) તેની પડોસનું મોટું ઘર (૧૧) કોટેકોટનું હવડાં બોરન એંડ શેપર્ડવાળું ઘર (૧૨) કોટની મીલીટરી સ્કવેર લેનમાંનું મોટું ઘર (૧૩) મરીન લાઇનસ પરની પટે આપેલી તથા બીજી ખાલી જમીનો (૧૪) પરેલની લાલબાગ આગળની દીનશાહ પીટીટ મીલવાલી તથા બીજી ખાલી ૭૩૪૪૦ વાર પટે આપેલી જમીન (૧૫) મજગાંમની સાંતાક્રૂઝને નામે ઓલખાતી પોરટ તરસ્ટને પટે આપેલી ૯૩૬૧ વાર જમીન (૧૬) તેની પડોસમાંની બીજી ૨૭૫૦ વાર તેવીજ રીતે પટે આપેલી જમીન, (૧૭) મજગાંમનો હાલનો બેહરાંમજી હૉલ વાલો બંગલો તેને લગતી ૨૭૧૯૯ વાર જમીન તથા બાગ બગીચા સાથે (૧૮) તેની પડોસમાં આવેલો ૪૮૭ વાર ખાલી જમીનનો ત્રીકોણાકાર કટકો (૧૯) પુણાંનો ઓલડ કૌનસીલ હૉલ વાલો બંગલો તેને લગતી ૧૫૩૯૨ વાર જમીન સાથે (૨૦) પુણાંનો બીશપ હાઊસ વાલો બંગલો, (૨૧) મજગાંમની અંજીર બાગનાં નામથી જણાયલી ૬૫૬૬૨ વાર ફરજંદારી જમીન તેપરના બંગલા સાથે, (૨૨) ખંડાલાના પાહડપરનો મોટો બંગલો તથા તેને લગતી જમીન.

ઊપલી ૨૨) મીલકતો મધે તરસ્ટનાં દર શાલના વધારા મધેથી ચીચપોગલી તરફની વેસ્ટરન ઇંડીઆ સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ને ભાંય ભાડે આપેલી જમીન વેચાતી લઇ વધારવામાં આવીછે.

વળી ઊપલી મીલકતોમાંથી વાંદરાની પોઇંટ આગલની થોડીક જમીન તરસ્ટીઓ પાસેથી શેઠ બેહરાંમજીએ રૂ૩૦૦૦) ની કીમતે વેચાતી લઇ વાંદરાના લોકોને હવા ખાવા માટે આપી હતી. તથા મજકુર નંબર ૧૮ વાલો મજગામની ૪૮૭ વાર ખાલી જમીનનો ત્રીકોણાકાર કટકો રૂ૪૫૦૦) ની કીમતે બાઇ મોટલાંબાઇ હાસપોટલ સારૂ સરકારને વેચ્યો, તથા નંબર ૨૦ વાલો પુણાંનો બીશપ હાઊસવાલો બંગલો બેહરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલને થકી સરકારમાં આપવાને રૂ૩૦૫૦૦) ની કીમતે પોતાનાં ધર્મ ખાતાંને વેચી, તે રૂ૩૮૦૦૦) ની નોટો લેઇ તરસ્ટમાં ઊમેરીછે.

[2] એ બંદોબસ્તમાં લખેલુંછે કે અગર એવણના વડા છોકરાને ત્યાં મરદ વારસ નહિ હોય તો બીજા છોકરાને અથવા તેના મરદ વારસને અને એ પ્રમાણે ચહડ ઊતર મરદ વારસોને, અને જો કોઇબી મરદ વારસ નહિ હોય તો પછી તેમની વડી છોકરીને અને તેણીની પછી તેણીના વડા છોકરાને અને છોકરા નહિં હોય તો છોકરીને, અને એ પ્રમાણે એક પછી એક છોકરીનાં છોકરાંને મલે. અગર છોકરા અથવા છોકરી કોઇને ત્યાં વારસ નહિં હોય તો પછી એ બધી ઊપજ મુંબઇની સરકારને આપે, અને તે વખતના ગવરનર ઇન કૌનસીલની નજરમાં જેમ વાજબી દીસે તેમ મુંબઇનાં કોઇબી સખાવતનાં, પરમાર્થનાં, અથવા ઊપેગનાં કામમાં શેઠ બેહરાંમજીને નામે તે વાપડે. જેબી વારસને એ તરસ્ટ પ્રમાણે ઊપલી સઘળી ઊપજ મલે તેણે એક મહીનાની અંદર પોતાનું જેબી નામ અથવા અટક હોય તે ફેરવી તેને બદલે અથવા તેની સાથે "બેહરાંમજી જીજીભાઇ" નું નામ અથવા અટક ધારણ કરવી.

[3] એ અખત્યાર મુજબ ઇ૦ સ૦ ૧૮૯૭ સુધીમાં ચક્ર વૃદ્ધિ વ્યાજ સાથે ધર્મ ખાતાંને હીસાબે એકઠી થયલી રકમ નીચે મુજબનાં ધર્મ ખાતાંઓમાં આપીછે :

રૂ૪૦૦૦૦) ઇ૦ સ૦ ૧૮૭૮ માં પુણાંની બેહરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલ માટે.

રૂ૨૦૦૦૦) એજ શાલમાં અમદાવાદની બેહરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલ માટે.

રૂ૫૦૦૦) ઇ૦ સ૦ ૧૮૮૨ માં થાંણાની બેહરાંમજી જીજીભાઇ હાઇ સ્કુલ માટે.

રૂ૧૦૦૦૦) ઇ૦ સ૦ ૧૮૯૦ માં બેહરાંમજી જીજીભાઇ શ્રી અમદાવાદનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોંહચાડવાનાં ફંડ માટે.

રૂ૮૦૦૦) એજ શાલમાં લીમડીની બેહરાંમજી જીજીભાઇ સ્કુલ માટે.

રૂ૧૩૫૦૦) એજ શાલમાં બેહરાંમજી જીજીભાઇ પારસી ચારીટેબલ ઇનસ્ટીટયુશનનાં ફંડમાં.

રૂ૧૨૯૫૧) ઇ૦ સ૦ ૧૮૯૫ માં બેહરાંમજી જીજીભાઇ પારસી ચારીટેબલ ઇનસ્ટીટયુશનનાં ફંડમાં.

રૂ૪૪૬૨૫) ઇ૦ સ૦ ૧૮૯૬ માં બેહરાંમજી જીજીભાઇ પારસી ચારીટેબલ ઇનસ્ટીટયુશનનાં ફંડમાં.

તે મધેથી ઉતલા શેઠ મેહેરાંમજી જીજીભાઈ તથા તેવણુના વડા વારસને પોતાની ખુશીનો ધર્મ કરવા ફકત રૂ૨૦૦૦) આપી બાકીનો વધારો ધર્મ તથા સખાવતનાં કામોમાં ખરચવાને તરસ્ટીઓને હક છે.[૧] એ ઉપરાંત દર શાલ તરસ્ટની બધી આમદાનીમાંથી તરસ્ટીઓએ પ્રથમ રૂ૨૫૦૦૦) જુદા કાઢી તેને મુદલ થાપણમાં ઉમેરયા કરવા,[૨] તથા એજ મુજબ બધી મીલકતોના વીમાને ખાતે દર શાલ રૂ૫૦૦૦) એલાહેદા કાઢવા[૩] એવો બંદોબસ્ત કરેલોછે. એ તરસ્ટ ડીડના તરસ્ટીઓ તરીકે હાનરેબલ મેહેરાંમજી જીજીભાઈ પોતે તથા તેવણુના બેટા શેઠ નાનાભાઈ મેહેરાંમજી જીજીભાઈ, હાનરેબલ મંગલદાસ નથુભાઈ, શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, મેહેરવાંનજી ફરાંમજી પાંડે, હોરમજજી બહમનજી વાડીઆ, અને મી૦ જોસફ જાફરસનને નેમ્યા હતા.[૪]

ઉપલો અનજુમન પત્ર વંચાયા બાદ શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાએ ઉઠી હાનરેબલ મેહેરાંમજીએ પોતાનાં કુટુંબનો પાયો મજબુત કરવાને જે પાકા બંદોબસ્તો કીધા તે માટે, તથા સરકારના ઓરીએંટલ ત્રાનસલેટર શેઠ વીનાયકરાવ વાશુદેવે એ શેઠે જે મોટી રકમ દર શાલ પારસીઓનાજ નહિ પણ સઘળી ગ્નાતના ફાયદા માટે સખાવત કરવા એલાહેદી કાઢી તે માટે તેમને શાબાશી આપી હતી.

સાંજનાં લગનનાં શાહજનની મીજલસમાં મુંબઈનો નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડ પોતાના રેસાલા સાથે, તથા નામદાર કમાનડર-ઈન-ચીફ સર આગસટસ સપેનસર, નામદાર ચીફ-જસટીસ સર માઇકલ વેસટરાપ વગેરે સર્વે મોટે વાઘેના ઈંગ્રેજ તથા દેશી ગ્રહસ્થો બીરાજયા હતા, તથા તેઓએ લગનની ક્રિઆ એક પાસેના ઓરડામાં બેસી જોઈ હતી.[૫]

---

તા૦ ૬ ઠી મારચ.

રોજ ૧૭ માહ ૭ (ક૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—બહમનજી કેખશરૂ મોદી—ઉમર વર્ષ ૪૮) સુરતવાલા શેઠ કેખશરૂ હોરમજજી મોદીના દીકરા. એવણુ સુરત મધે પોતાનો ધંધો રોજગાર ચલાવતા હતા, અને ઈ૦ સ૦ ૧૮૫૯ માં ત્યાંની ફારસી મદરેસા સ્થાપવામાં એવણે કેટલોક ભાગ લીધો હતો. એવણનું મરણ સુરત મધેજ નીપજયું હતું.

---

તા૦ ૭ મી મારચ.

શેઠ પેશતનજી કાવશજી સુકામેહરાનાએ "વીક્રમનામું" ઇયાને નામીચા રાજા વીક્રમનાં દાસ્તાંનનું એક પુસ્તક ગુજરાતીમાં છપાવી પ્રગટ કીધું હતું.[૬]

---

તા૦ ૧૧ મી મારચ.

આજ દીને ગંદેવીવાલા શેઠ નાનાભાઈ માણેકજી ગજદરે પોતાના બાવા મરહુમ શેઠ માણેકજી કુવરજી ગજદરનાં પુનને માટે ગંદેવીથી બે કોશ દુર કેશલી નામનાં ગામમાં એક કુવો બંધાવી ધર્મ ખાતે આપ્યો હતો.[૭]

---

૧ એ પ્રમાણે ઈ૦ સ૦ ૧૮૭૨ થી રૂ૪૦૦૦) પર દર વર્ષ રૂ૧૦૦) એ પ્રમાણે વધતાં વધતાં હાલમાં દર વર્ષે ધર્મખાતાંમાં તરસ્ટીઓ હસ્તક રૂ૬૬૦૦) લેવાયછે.

૨ એ રીતે થાપણમાં ઉમેરતાં આજે રૂ૮૪૮૧૦૦) ની સરકારી નોટો તરસ્ટીઓ હસ્તક થાઈછે.

૩ વીમાને માટે દર શાલ એલાહેદી કાઢેલી રૂ૫૦૦૦) ની રકમ જ્યાંસુધી તે રૂ૫૦૦૦૦૦) પાંચ લાખની થાય ત્યાંસુધી અનામત રાખવા, અને તેને "ઇનસ્યુરંનશ ફંડ" કરી નામ આપવાનો બંદોબસ્ત કીધો હતો, અને તે મધેથી ઉપલાંઓની કોઈ ઇમારતને આગ વગેરેની હોનારત થાય અથવા બોસમાર હાલતમાં આવેતો ઉપલી એકઠી થાયલી રકમમાંથી તે ખરચ કરી પાછી બાંધવી, અને જ્યારેથી એ ૫૦૦૦૦૦) પાંચ લાખની રકમ એકઠી થાય અને તેમાંથી કાંઈ ખરચવું પડેતો તે ખરચેલી રકમ પાછી દર શાલ રૂ૫૦૦૦) પ્રમાણે એકઠી કરી ૫૦૦૦૦૦) પાંચ લાખ સુધી કરવી. એ મુજબ એકઠી કરેલી રકમ મધેથી બે વખત ઇમારતના કારણસર નાણાં વાપડવાં પડયાં હતાં, અને હાલ તરસ્ટીઓ હસ્તક એ ઇનસ્યુરનસ ફંડની એકઠી થયલી રકમ રૂ૫૯૫૦૦) ની છે.

૪ એ તરસ્ટીઓમાં અવાર નવાર ખાલી પડેલી જગાઓપર શેઠો તાપીદાસ વરજદાસ, હોમજી ખરશેદજી દાદીશેઠ, સર જમશેદજી જીજીભાઈ (ત્રીજા) બારોનેટ, સી. એસ. આઇ; રૂસતમજી નાનાભાઈ મેહેરાંમજી જીજીભાઈ, ખાંનબાહદુર રૂસતમજી જામાસપજી આશાબરનર, સર જયારજ કાટન નાઈટ, ડાકટર થામશ બલેની, સી. આઈ. ઈ; અને દામોદરદાસ તાપીદાસ શામેલ થયા કીધાછે. એ દરેક તરસ્ટીને દર શાલ રૂ૭૦૦) ની ફીઈ આપવાનું તરસ્ટમાં મુકરર કરેલુંછે, પણ ઈ૦ સ૦ ૧૮૯૦ સુધી તરસ્ટીઓએ તે ફી ન લેતાં ઉપલાં ધર્મખાતાંના હીસાબમાં પાછી ભરી દીધીછે. એ તરસ્ટ ફંડનો વહીવટ અવલથીજ શેઠ મેહેરાંમજીના શેક્રેટરી દાખલ શેઠ પેશતનજી નશરવાંનજી વાડીઆ ચલાવતા હતા, જેઓને ઈ૦ સ૦ ૧૮૯૦ થી તરસ્ટીઓએ પોતાના એજંટ તથા શેક્રેટરી તરીકે નેમી કુલ અખતીઆર આપીઓછે.

૫ જામે જમશેદ, તા૦ ૭—૮ મી મારચ ૧૮૭૨.

૬ "વીકરમનામું, ઇઆને બતરીશ પુતલીની તથા પાંચ ડંડની વારતા અને વીકરમ ચરીતરનું દીલપશન દાશતાંન. હીંદુશથાનમાં થઈ ગએલા નામીચા રાજા વીકરમનું હેરત ભરેલું દાશતાંન જે અશલ વાલમ બે મધે પરગટ થએલું હતું તે બંનેને એકજ પુશતકમાં આ૦ પેશતનજી કાવશજી એઓએ ઘરતા શુધારા સાથ છપાવી પરગટ કીધુંછે. મુંબઈ મધે જામે જમશેદ છાપાખાનાંમાં હોરમજજી દાદાભાઈ પરીંટરે છાપીઊછે. ઈ૦ શને ૧૮૭૨."

૭ આ કુવાપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે:—

"શા૦ ૧૯૨૮ નાં ફાગણ સુદ ૨ વાર શોમે તા૦
"૧૧ મી મારચ શને ૧૮૭૨. પારશી નાનાભાઇ માણેકજી
"કુવરજી ગજદર રેહવાસી ગણદેવીનાંએ પોતાનાં બાવા
"માણકજી કુવરજી ગજદર રોજ ૬ ઠો માહ ૨ જો શેનશાહી
"શને ૧૨૨૫ ઇઅજદેજરદીને દીને બેહેસતી થઆ તેવણનાં
"પુનને સારૂં કેસલી ગામમાં આએ કુવો બંધાવીને સરવે
"લોકોને ધરમ ખાતે વાપરવા આપીઓછે, એજ અરજ."

### તા૦ ૧૨ મી મારચ.

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે પોતાને ત્યાં થાયલી શાદીની ખુશાલીમાં પોતાના વાલકેશરના બંગલામાં આજ રાત્રે ઇંગ્રેજ તથા દેશીઓનો એક "ઇવનીંગ પારટી"નો મેલાવડો કર્યો હતો.[1]

---

### તા૦ ૧૪ મી મારચ.

રોજ ૨૫ માહ ૬ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી ભીમજી ઉમરીગર—ઉમર વર્ષ ૬૩) શેઠ ભીમજી ધનજી ઉમરીગરના સાતમા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૨૯ માં પોતાના બાપે જઇફીને લીધે બ્યાપાર છોડી દીધાથી ઇ૦ સ૦ ૧૮૩૦ થી પોતાના ભાઇઓ સાથે "દાદાભાઇ તથા દોરાબજીની કું૦" ને નામે મલબાર કોસ્તાનો બ્યાપાર ચાલુ રાખ્યો હતો, તથા ઇ૦ સ૦ ૧૮૩૨ માં "શાપુરજી ભીમજીની કું૦" ને નામે નીલગરી ખાતે એક દુકાન તથા પેહડી કાઢી ત્યાંનો ધંધો શરૂ કીધો હતો. ઇ૦ સ૦ ૧૮૪૨ માં પોતાના ભાઇ દાદાભાઇનાં મરણથી પેહડીનું નામ બદલીને "ભીમજી ધનજીના છોકરાઓ" ને નામે બ્યાપાર ચાલુ કીધો હતો. ઇ૦ સ૦ ૧૮૫૭ માં ભાઈ ભાઇઓને અપસઅપસમાં ગેરસમજુતી ચાલવાથી મલબાર કોસ્તા તથા મુંબઇ વગેરેનો સઘળો બ્યાપાર બંધ કરી છુટા પડયા હતા. તે પછી શેઠ હીરજીભાઈ મનચેરજી માલેગાંમ-વાલા સાથે કાનાનોરમાં "જાંગીર હીરજીની કું૦" નાં નામથી બ્યાપાર કરવા માંડયો હતો, જે મધેથી તા૦ ૭ મી જુલાઇ ૧૮૬૨ ને દીને ભાગ છોડયો હતો, અને એકાંત જીંદગી ગુજારી હતી.

---

### તા૦ ૧૪ મી મારચ.

આજે શાલની ડીસ્ટ્રીકટ પલીડરની પરીક્ષામાં એકજ પારસી—શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆ, પસાર થયા હતા.[2]

---

### તા૦ ૨૮ મી મારચ.

નામીચો મુસાફર ડાકટર લીવીંગસ્ટન જે મધ્ય આફ્રીકામાં શોધ કરવાને ગયો હતો તેનો લાંબો વખત થયો કાંઇ પતો ન મલવાથી, તેની શોધમાં ઇંગલાંડથી જનાર એક માહસીક કાફલાના ખરચનાં ફંડમાં અતરેથી શેઠ કાવસજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇએ ૧૦૦) પૌંડ અથવા રૂ૧૦૦૦) ની રકમ મોકલી હતી. આ ઉપરથી ત્યાંની જીયોગ્રાફીકલ શોસાઇટીના પ્રમુખ સર હેનરી રાલીનસને આજ દીને શેઠ કાવસજી ઉપર એક પત્ર લખી આ કીમતી બખશીશ માટે તેમનો ઉપકાર માનયો હતો.[3]

---

### તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આજે વર્ષમાં તેમનાં નામની સાંમે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા તાલુકા લોકલ ફંડ કમીટીઓના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા :—

**મ્યુનીસીપાલીટી.**

માહબલેશર—શેઠ કાવસજી શાપુરજી હાથીખાઉ.
કલીઆંણી—એમ૦ દોરાબજી રૂસતમજી સંજાણા.
શીરૂર—શેઠ નશરવાનજી નવરોજજી.
ખેડા—શેઠ દાદાભાઈ નશરવાનજી નાણાવટી.

**તાલુકા લોકલ ફંડ કમીટી.**

દેહગું—શેઠ બરજોરજી ફરામજી પટેલ, દવીહરવાલા.

---

### તા૦ ૨ જી આપરેલ.

રોજ ૧૪ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—બરજોરજી શોરાબજી મેજર—ઉમર વર્ષ ૫૪) શેઠ શોરાબજી એદલજી મેજરના વડા દીકરા. એવણ પ્રથમમાં અતરેના જાણીતા વકીલ મી૦ લારકીનસને ત્યાં એક કલાર્ક હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૫ માં સુપરીમ કોરટમાં એક લખનાર તરીકે રહયા હતા, અને ૧૮૪૭ થી તે પોતાનાં મરણ સુધી ત્યાંની "ઇનસાલવેંટ કોરટ" એટલે નાદાર દેવાદારોનો છુટકારો કરનારી અદાલતના હેડ-કલાર્ક હતા. તે ઓહદાપર ઘણાં વર્ષ રેહવાથી એ કોરટનાં કાયદાની સારી માહીતી ધરાવતા હતા.

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૨.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૪ મી મારચ ૧૮૭૨.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૯ મી આપરેલ ૧૮૭૨.
સર હેનરી રાલીનસને લખેલો આ પત્ર નીચે મુજબ છે:—

London, March 28, 1872.

DEAR SIR,

On behalf of the Royal Geographical Society of London I beg to acknowledge the receipt through Dr. Birdwood, of your very handsome contribution of (£ 100) one hudred pounds to the Livingstone Search and Relief Fund.

It gives me the greatest pleasure to have this opportunity of addressing you, retaining as I do a lively recollection of our former personal acquaintance, and impressed as I always have been with a high appreciation of the truly munificent spirit in which you have supported the public and private institutions of Bombay.

I remain, &c
(Sd.) H. RAWLINSON,
President of the Royal Geographical Society.

To
COWASJEE JEHANGHIR READYMONY, Esq., C.S.I.

તા૦ ૬ ઠી આપરેલ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ બીકાનેર કલેક્ટરેટના રતનનગર જીલ્લામાં ગરીબોના વપડાસને માટે રૂ૧૨૦૦૦) ને ખરચે એક તલાવ બંધાવી આલ્લો મુકયો હતો.[૧]

---

તા૦ ૯ મી આપરેલ.

હાનરેબલ બેહરામજી જીજીભાઇએ આજ રાત્રે મુંબઈના વીદાય થતા ગવરનર સર સેમોર ફીટઝજરાલડને પોતાના તારદેવના બંગલામાં એક મોટો બૉલ આપ્યો હતો. આ વેળાએ અતરેના સઘળા પેહલે વાઘેના ઇંગ્રેજ ગ્રહસ્થો અને બાનુઓ તથા કેટલાક દેશી શેઠયાઓ બોલાવ્યા હતા.[૨]

---

તા૦ ૧૧ મી આપરેલ.

રોજ ૨૩ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદજરદી.

આજ દીને મરહુમ આ૦ શેહરીઆરજી બરજોરજી બેદવારનાં ઉઠમણાંમાં તેવણનાં બનિજી બાઇ માણેકબાઈ તે શેઠ બેહરામજી નશરવાનજી સીરવાઇનાં ધણીઆંનાએ રૂ૧૦૦૦) તથા બીજાં બેશીઓએ રૂ૧૯૧) મલી રૂ૧૧૯૧) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

તા૦ ૧૧ મી આપરેલ.

આએ શાલની મુનસફ અને હાઈ કોરટ પલીડરની પરીક્ષામાં ૩ હિંદુ અને ૧ પારસી - શેઠ એદલજી કાવશજી મસાંગી, પસાર થયા હતા.[૪]

---

તા૦ ૧૩ મી આપરેલ.

રોજ ૨૫ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી જમશેદજી જીજીભાઈ— ઉમર વર્ષ ૪૯) સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટના બીજા દીકરા. એવણુ તા૦ ૧ લી આગશટ ૧૮૪૪ થી પોતાના બાપની "જમશેદજી જીજીભાઇના છોકરાઓની કું૦" નાં નામથી ચાલતી પેહડીમાં ભાગયા થયા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૫૯ માં બાપનાં મરણ બાદ સર્વે ભાગયાઓ છુટા પડયા હતા. અને એવણે એખલાએ પોતાનો વ્યાપાર ચાલુ કીધો હતો. ઇ૦ સ૦ ૧૮૬૧—૬૨ ની અમેરીકાની લડાઇ વખતે એવણે રૂઉનો મોહલો વ્યાપાર કરવાથી એક બહુ મોટી દોલત મેલવી હતી. પોતાના સખી વજુદ બાપની માફકજ એવણે એ દોલત પોતાને એખલાને માટે નથી એવા મજબુત ઠેકાવથી તેનો મોટો ભાગ સખાવતનાં કામોમાં—અને તે પણ નાતજાતનો તફાવત રાખ્યા વગર સર્વે ઇનશાનોના ફાયદા માટે આપ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૪૪ માં એવણુ ૨૧ વર્ષની ઉમરે પુગા અને કામકાજમાં પડયા તેવાજ અતરેની "એલફીનસ્ટન નેટીવ એડયુકેશન ઇનસ્ટીટયુશન" ની કમીટીના એઓને એક મેમબર નેમ્યા હતા. ૧૮૪૫ માં મુંબઇ મધે નાથલા દીવાંની મુકદમાઓનો ચુકાદો કરનારી "કોરટ ઑફ રીકવેસ્ટસ" ના એવણુને એક હાનરરી કમીશનર ઠેરવ્યા હતા. ૧૮૫૦ માં મુંબઇની પાંજરાંપોલના, ગુજરાતના આંધલા લુલા તથા નાચાર હિંદુઓની પરવરસી કરવાનાં ફંડના, તથા સર જમશેદજી જીજીભાઇ સુરત અને નવસારી ચારીટી ફંડોના એવણુ તરસ્ટી નેમાયા હતા. ૧૮૫૧ માં નામદાર સરકારે એવણુને સુલેહના અમલદારનું માન આપ્યું હતું. એજ શાલમાં અતરેની સરકારી સેવીંગ બેંકનો કારભાર ચલાવનારી કમીટીના નામદાર સરકારે એવણુને એક અધિકારી નેમ્યા હતા. ૧૮૫૨ માં અતરેની કોલાબા પ્રેસ કું૦ ના એવણુ એક ડાએરેકટર નેમાયા હતા. ૧૮૫૪ માં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટના એવણુને એક અધિકારી નેમ્યા હતા. એજ શાલમાં મુંબઇ બેંકના એવણુને એક ડાએરેકટર નેમ્યા હતા, જે ઓહ્દો ૧૮૬૦ તથા ૧૮૬૩ માં થોડાક માસના ખાંચા સિવાય ૧૮૬૫ સુધી એવણે ચલાવ્યો હતો. ૧૮૫૫ માં મુંબઇનાં શેહર સુધરાઇ ખાતાંનો વહીવટ ચલાવનારી "બોરડ ઑફ કનસરવંસી" ના દર વર્ષના હીસાબ તપાસવા સરકારની સુચનાથી સુલેહના અમલદારોએ નેમેલી કમીટીના એવણુને એક અધિકારી નેમ્યા હતા. ૧૮૫૬ માં એજ "બોરડ ઑફ કનસરવંસી" ના એવણુને એક મેમબર નેમ્યા હતા, જે ઓહ્દો ૧૮૫૮ માં એઓએ છોડયો હતો. ૧૮૫૭ થી સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટ એંડ ઇનડસ્ત્રીની કમીટીના સરકારે એવણુને એક અધિકારી નેમ્યા હતા. એજ શાલમાં કોલાબા લેંડ કું૦ ના એવણુ એક ડાએરેકટર નેમાયા હતા. ૧૮૫૯ માં મુંબઇની પારસી પંચાયતનાં ફંડના એવણુને પોતાના નામવર બાપની જગોએ વડા ત્રસ્ટી નેમ્યા હતા, જે વહીવટ એઓએ પોતાનાં મરણની છેલ્લી ઘડી સુધી ચલાવ્યો હતો. ૧૮૬૦ માં તા૦ ૩ જી મેએથી તે ૧૮૬૨ માં નવસારી મધે પોતાના મરહુમ બાપવાલી વિકટોરીયા ડીસ્પેનસરી ઉઘડી ત્યાંસુધી એવણે પોતાને ખરચે એક ધર્મનું દવાખાંનું ઉઘાડયું હતું, અને તે પર રૂ૪૭૦૦) નો ખરચ થયો હતો. મુંબઇ મધે આગલા વખતમાં નગ્રેશાલાર તથા બાંધીઆઓનો જે જુલમાત ચાલતો હતો તે ટાલવામાં એવણે ઘણીક રીતે પોતાકી જાતી તથા જરની મદદ આપી હતી, અને ૧૮૬૦ ના મેએ માસથી પોતે

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ ઠી આપરેલ ૧૮૭૨.
એ તલાવ ૧૫૦ વાર લાંબો અને ૬૦ વાર પોહલો હતો. એ ઉપરાંત એજ શાલમાં બીકાનેર કલેકટરેટનાં સંકુ જીલ્લામાં પણ એવણે રૂ૧૪૦૦૦) ને ખરચે બે મોટા તલાવો બંધાવ્યા હતા.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૨ મી આપરેલ ૧૮૭૨.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી આપરેલ, ૧૮૭૨.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૧ મી આપરેલ ૧૮૭૨.

આગેવાની લઇ કુલે જરથોસ્તી રવાનોને અવલમંજલ પોંહચાડવાનું ફંડ ઉભું કીધું હતું, અને તેમાં પેહલવેહલા પોતે રૂ૭૦૦૦) ભર્યા હતા, અને જો એ ફંડને જોઈતી આસરો ન મલે તો ત્રણ વર્ષ સુધી જેટલી ખુટ પડે તે પોતાની ગાંઠેથી આપવાને કબુલાત આપી હતી, તે ઉપ-રાંત તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૯૨ ને દીને એ ફંડમાં પોતે રૂ૨૫૦૦૦) ની બીજી રકમ ભેટ આપી હતી. એજ સાલના અકટોબર માસમાં હિંદુસ્થાનનાં વાવ્ય પ્રાંતોમાં સખત દુકાલ પડયો તેમાં પીડાતા લોકોને માટે એકદમ મદદ તરીકે એવણે અતરેથી રૂ૫૦૦૦) પરબાડા તે તરફ મોકલ્યા હતા. ૧૮૯૧ માં એવણ કુરલા સ્પીનીંગ એંડ વીવીંગ કું૦ ના તથા બોમ્બે પીઅર કું૦ ના ડાએરેકટર થયા હતા.

ઇ૦ સ૦ ૧૮૯૨ માં તા૦ ૧૯ મી જાનેવારીએ પાર્લામેંટના નવા ઇંડીઅન કૌનસીલ એકટની રૂહે મુંબ-ઇના નામદાર ગવરનરની ધારા બાંધનારી સભા એટલે લેજીસ્લેટીવ કૌનસીલની પેહલવેહલી નેમણુક આ ઇલાકામાં થઇ હતી, અને તેમાં પેહલવેહલા પારસી અધિકારી તરીકે સર બારટલ ફ્રીઅરની સરકારે એવણને નેમ્યા હતા. એ ઓહદો ૪॥ વર્ષ ભોગવી એવણે તા૦ ૨૦ મી આપરેલ ૧૮૯૬ ને દીને છોડયો હતો, અને તે વેળાએ નામદાર ગવરનર તથા તેવણના કૌનસીલરોએ એવણની કૌન-સીલના મેમબર તરીકેની અમુલ્ય સેવાની પીછાંણ કરનારી મીનીટો લખી હિંદુસ્થાનના શેક્રેટરી ઓફ સ્ટેટ લારડ કેનબરન ઉપર મોકલાવી હતી. તે મીનીટો સાથે તે નામદારે પોતાનું દીલોજાની ભર્યું એકમત દરશાવનારો ડીસપાચ તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૯૬ ને દીને અતરે મોકલ્યો હતો. કૌનસીલર તરી-કેની પોતાની કારકીરદીમાં એવણે મુંબઇ ઇલાકામાં ઝેહર વેચવાની મનાઇ બાબેના કાએદાનું એક બીલ રજુ કરી તે તા૦ ૧૦ મી આપરેલ ૧૮૯૬ ને દીને કૌનસીલની સભામાં એક ધારા તરીકે પસાર કરાવ્યું હતું. એજ સાલ (૧૮૯૨) ના ફેબરવારી માસમાં સુરત મધે નાનપરાનાં બજારમાં લાગેલી મોટી આગમાં નુકસાન પામેલાઓને મદદ કરવા થકી એવણે રૂ૫૦૦૦) ની રકમ પરબાડી મી૦ રાજરસ કલેકટર ઉપર મોકલી હતી. એજ સાલમાં નામદાર સરકારે એવણને મુંબઇની યુનીવરસીટીના એક "ફેલો" નું માન આપ્યું હતું. એજ સાલમાં લાનકેશાયરના મજુરો તથા વણકરોનાં ભુખમરાનાં ફંડમાં એવણે રૂ૨૫૦૦૦) ની મોટી રકમ ભરી હતી. એજ સાલની આખરીએ એવણ ગુજરાતની શેહલગાહે કુટુંબ સહીત ગયા હતા, અને પ્રથમ તા૦ ૧૧ મી નવેમબરે દમણ પોંહતા તેવું ત્યાંના ગવર-નરના હોકમથી ૧૩ ટોપોનું માન આપવામાં આવ્યું, તથા ગવરનર અને સઘળા મોટા વાસના અમલદારો અને પાર-સાઓ એમને મળનારા પર એસતેકબાલ લેવાને હાજર થયા હતા. તા૦ ૨૬ મી નવેમબરે ગવરનરે એમનાં માનમાં એક "બૉલ" આપ્યો હતો, તથા ત્યાંની પ્રજા તરફનું આવકારનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. દમણથી એઓ ઉદવાડે ગયા હતા. અને ત્યાં જેટલી વખત આતશબેહરામને સેજદો કરવા ગયા તેટલી વખત પુસ્કળ વેંહચાંણ કીધું તથા આતશબેહ-રામની તીજોરીમાં એકી રકમે રૂ૬૦૦) ની કરનસી નોટ નાખી હતી. એજ મુજબ વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વરોડરા અને અમદાવાદ ગયા હતા, અને ત્યાં દરેક જગે ગરીબોમાં પુસ્કળ વેંહચાંણ તથા ખેરાત કીધી હતી, અને અમદાવાદની જેલમાંના દીવાની બંધવાઓનું રૂ૬૦૦૦) સુધીનું કરજ આપી તેમને છોડયા હતા. એ આખી મુસા-ફરી દરમીઆન એઓએ રૂ૮૦૦૦૦) ગરીબ ગુરબાંઓ વચ્ચે વેંહચ્યા હતા. એજ મુજબ બીજે શાલ ઇચાને ૧૮૯૩ ની આખરીએ પણ પોતાનાં બુજર્ગ માતાજી ડાહીબાઇ જીજીભાઇ તથા કુટુંબ સાથે ઉદવાડા, નવસારી, અને સુરત ગયા હતા, અને તે વેળાએ પણ મોટી રકમનું વેંહચાંણ ગરીબ ગુરબાંઓમાં કીધું હતું, તથા ઉદવાડાનાં આતશબે-હરામની તીજોરીમાં રૂ૧૦૨૦) ની બેંક નોટો નાખી હતી. તેમજ સુરત મધે મોસવારીને લીધે ગરીબોને આસરો આપવા માટે ઉભાં કરેલાં ફંડમાં રૂ૨૫૦૦) ભર્યા હતા. સુરતની તમામ રૈયત તરફથી એમને તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૯૪ ને દીને આવકારનું એક માનપત્ર આપવામાં આવ્યું હતું.

ઇ૦ સ૦ ૧૮૯૩ માં ગોવાની પશ્ચિમે ઘાટની નજ-દીકમાં કાફી અને બીજી પેદાવશોનું એક મોટું ઇસ્ટેટ એવણે આરામની ખેતી કરવાને માટે ખરીદ્યું હતું. એજ સાલમાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટની યાદગીરી રાખવા સારૂ ઉભી કરેલી જરથોસ્તી મદરેસા સ્થાપવામાં એવણે પોતાનાં માતાજી ડાહીબાઇ જીજીભાઇને ઉતેજન આપી હતી, તથા તેની આગેવાની પોતે લઇ મદરેસા ચલા-વવાના ખરચમાં જો ખુટ પડે તો તે ત્રણ વર્ષ સુધી દર સાલ રૂ૧૨૦૦) સુધી પુરી પાડવાનું પોતે માથે લીધું હતું. એજ સાલમાં મધરાજ ઇલાકાનાં કનજીવરામ તાલુકાના વણકરોને ભુખમરાને લીધે આસરો આપવાને અતરે થયલાં ફંડમાં એવણ, સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ અને શેઠ બરજોરજી ફરદુનજી પારખે મલી રૂ૨૫૦૦૦) ની રકમ ભરી હતી. એજ સાલમાં ગુજરાત તરફ સાલેકી મોસવા રીને લીધે ત્યાંના ગરીબોપર ઘણી મોટી આપદા પડતી હોવાથી એવણે સપટેમબર માસમાં સુરતના ગરીબ જરથો-સ્તીઓમાં વેંહચી આપવા માટે રૂ૧૫૦૦૦) મોકલ્યા હતા, તેમજ ભરૂચ મધે દર ગરીબ હમજાતીનાં ઘેર દીઠ રૂ૫) થી ૧૦) સુધી વેંહચવાને, તથા નવસારી, વલસાડ, બીલીમોરા, ગણદેવી, ઉદવાડા, દમણ, તારાપોર, વગેરે ગામોના હમજાતી-ઓને ત્યાં પોતાને ખરચે અનાજ પોંહચતો કરવાની ગોઠવણ કીધી હતી. એજ માસમાં એવણે પશ્ચિમ હિંદુસ્થાનમાં ક્રાઉ-

ધાંનની શોધ કરનારાઓને ઉત્તેજન આપવા માટે રૂ૧૦૦૦) ની રકમ ડાકટર બરડવુડ અને બીજા એ કામમાં અનુભવી ગ્રહસ્થોના સ્વાધીનમાં આપી તેનાં દર રૂ૧૦૦) નાં દશ ઇનામો રેડવી જે કોઇ નવી જાતનો રોપો અથવા ઝાડ શોધી કાઢી રેડ-વેલી વીગત સાથ મોકલે તેને આપવાનો બંદોબસ્ત કીધો હતો. એજ મુજબ આ દેશની ખેતી સંબંધી આબાદી વધે એવા હેતુથી એવણે પુણાં મધેના પોતાના બાગમાં એશીઆ, આફ્રીકા, અને યુરોપના જુદા જુદા ભાગોમાંથી તરેહવાર જાતની પરદેશી કુરત, વનસ્પતી, ફુલો, પાંદડાં, વેળા, વગેરે મંગાવી રોપ્યા હતા, અને તે બાબે તા૦ ૧૭ મી આગશટ ૧૮૬૪ ને દીને સરકારને કાગજ લખી સુચનાં કીધી હતી કે જુદા જુદા જીલ્લાના કલેકટરોને ચેતાવવું કે હર કોઇબી સરકારી ઓહદેદાર અથવા આબરૂદાર આસામી કોઇબી જાતના છોડવા, રોપા અથવા બી તેવણના એ બાગમાંથી મંગાવશે તે મુફત મોકલી આપવામાં આવશે. વળી એજ પ્રમાણે બંગાલ ઇલાકામાં રીહા ફાઇબરના શાખા કાઢવાનું સરસ યંત્ર શોધી કાઢવાને મી૦ ગ્રેગન ઇજનેરે નામદાર વાઇસરાય લારડ મેયોના વખતમાં ઠરાવેલું રૂ૧૫૦૦૦) નું ઇનામ મેલવ્યું હતું, તે યંત્ર બનાવવાને મી૦ ગ્રેગનને એવણની મોટી મદદ હતી. જો એવણની મદદ નહિં હતે તો એ યંત્ર જે સાત વર્ષની સખ્ત મેહનતનું ફલ હતું, તે જન્મ પામતેજ નહિં.[૧] એજ શાલ (૧૮૬૩) ના ડીશેમબર મોસમમાં એવણે હિંદુસ્થાંનના પાંચ દેશી વિદ્યાર્થીઓ—જેઓમાં ૩ મુંબઇના, ૧ કલકતાનો, અને ૧ મધરાજના, ને ઇંગલાંડ મોકલી બારીસ્ટરનો ધંધો શિખવવાને રૂ૧૫૦૦૦૦) એલાહેદા કાઢવા બાબે એક યાદી છપાવી બાહેર પાડી હતી. તે મુજબ કલકતાથી બાબુ ડબલ્યુ. સી. બાનરજીએ એવણને ખરચે બારીસ્ટરની પરીક્ષા પસાર કીધી હતી, મધરાજથી ગયલા વિદ્યાર્થી મી૦ પીરોઝ અભીઆસ કરતાં મરણ પામ્યા હતા, અને મુંબઇથી ગયલા વિદ્યાર્થી શેઠ પીરોજ-શાહ મેહરવાંનજી મેહતાએ એવણના આડતીઆ પાસે નાણું નહિં લીધું હતું.

ઇ૦ સ૦ ૧૮૬૪ માં એવણે દમણ મધે બંધાવવા માંડેલી ઇંગ્રેજી સ્કુલ તથા લેકચર હૉલ જેને પોરટુગલના તે વખતના પાદશાહ "ડોન લુઇ ધી પ્રીમીઅર હૉલ" નું નામ આપવામાં આવ્યું હતું, તેનો પાયો દમણના ગવરનરે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૬૪ ને દીને મોટી ધામધુમ સાથે નાખ્યો હતો, અને તે મકાંન બંધાઇ તૈયાર થવા પછી તા૦ ૧૬ મી જાનેવારી ૧૮૬૭ ને દીને એજ પ્રમાણેની ધામધુમની ક્રિઆ સાથે ગવરનરે ખોલ્લું મુકયું હતું. એ મકાંન પાછળ એવણને રૂ૮૭૦૦૦) નો ખરચ થયો હતો. એજ શાલ ૧૮૬૪ ના જાનેવારી તથા જુલાઇ માસમાં એવણે ખેડાનાં રીલીફ ફંડમાં રૂ૬૦૦૦) ત્યાંના કલેકટરની મારફતે મોકલ્યા હતા, અને તે અમલદારે એ રકમનો અનાજ ખરીદ કરી ખેડાના મ્યુનીસીપાલ કમીશનરોની મારફતે તે ગરીબોને સસતે ભાવે અથવા ઘટતું હોય ત્યાં મુફત વેંહચ્યો હતો. એજ શાલના મારચ માસમાં એવણે અતરેની સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઑફ આરટસમાં યુરોપથી ખાસ ઉસ્તાદો બોલાવી તેમની મારફતે આ દેશના વતનીઓને ઉંચે દરજેના હુનરો જેવા કે ઑઇલ પેનટીંગ, ઢાર ચઢાવવા, બાવલાં બનાવવાં, પથ્થરનાં બાંધકામો કરવાં, ધાતુઓને સણ-ગાર આપવા, વગેરેની તાલીમ આપવા માટે રૂ૭૫૦૦૦)ની રકમ સરકારમાં આપી હતી. વળી એ સ્કુલને સારા પાયા ઉપર લાવવાને તેના ખરચમાં મદદ તરીકે એવણે તા૦ ૧ લી જુન ૧૮૬૫ થી એક વર્ષ સુધી દર માસે રૂ૧૪૬૬)૧૦)૮ ની રકમ તેની કમીટીને આપ્યા કીધી હતી. એ ઉપરાંત એ સ્કુલને માટે પોતાનું બાહેરકોટ એસ્પ્લેનેડ બાગની સામેનું જુનું રેહવાનું ઘર તેમાં ઘટતો ફેરફાર કરી કેટલીક મુદત સુધી વગર ભાડે વાપરવાને આપ્યું હતું, પણ ત્યાં બરાબર સમાવેશ ન થવાથી ૧૮૬૬ માં મેદાનમાં કાંમ ચલાઉ છાપરાંઓ બંધાવી તેમાં સ્કુલ લઇ જવામાં આવી હતી, અને તે છાપરાંઓના ખરચનો મોટો ભાગ એવણે આપ્યો હતો. એજ શાલ (૧૮૬૪) ના મારચ માસમાં એવણે અત-રેની સર જમશેદજી જીજીભાઇ હાસ્પીટલના કંપાઉંડમાં રગતપીતના દરદીઓને માટે એક જુદો "વારડ" બાંધ-વાનો આખો ખરચ—રૂ૮૦૦૦૦), સરકારમાં આપ્યા હતા, અને એ વારડને હાસ્પીટલના એક ભાગ તરીકે ગણવાની સરકાર સાથે સરત કીધી હતી. એજ શાલના આપરેલ માસમાં અમદાવાદ જીલ્લાનાં હમામ ગામની ધર્મશાલાની મરામતને સારૂં એવણે રૂ૨૦૦૦) ત્યાંના કલેકટર પર મોકલ્યા હતા. એજ વખતે એવણે પોતાની મોજને ખાતર ફરવા સારૂ ૩૧૩ ટનની એક સ્ટીમ લાંચ "મારગ્રેટ ક્રાફરડ" નાં નામથી મઝગાંમની ગોદીમાં બંધાવી પાણીમાં ઉતરાવી હતી, તેમજ પોતાના વ્યાપારનાં કારણસર "લેડી ફ્રીઅર" નાં નામથી એક વાહણ પણ ઇંગલાંડથી બંધાવી મંગાવ્યું હતું. ૧૮૬૪ ની તા૦ ૧ લી મેઇથી તે ૧૮૬૭ સુધી એવણે દમણ મધે એક ધર્મનું દવાખાંનું પોતાને ખરચે ચાલુ કરાવ્યું હતું, તથા તેની એક શાખા ઉદવાડા મધે પણ ઉઘાડી હતી. એ બંધે દવાખાંનાંઓ પાછળ એમને રૂ૧૨૦૦૦) નો ખરચ થાયો હતો. એજ શાલના જુન માસમાં એવણે રતનાગીરી મધે મોઘવારીને લીધે ત્યાંના ગરીબોને સસતે ભાવે તથા લાચાર અને અશ-ક્તોને મુફત વેંહચવાને ૧૦૦૦) બંગાલી ચોખાની ગુણો ત્યાંના કલેકટર મી૦ આરથર ક્રાફરડ ઉપર ભેટ મોકલી હતી. એજ માસમાં સર જમશેદજી જીજીભાઇ પારસી બેનો-વોલંટ ઇનસ્ટીટયુટને લગતી મુંબઇ તથા દેશાવરોની છોકરી-ઓની નિશાલોમાં દર માસે જુદી જુદી ૨૩) સ્કાલરશીપો

૧ હિંદુ રીફારમર, તા૦ ૨૩ મી જુન ૧૮૭૨.

આપવાને રૂ૮૦૦૦)ની રકમ એ ખાતાંની પંચાતને સ્વાધીન કીધી હતી. એજ માસમાં એવણે લંડન મધે સર્વે કોમના ગરીબ તથા અશક્તોના ફાએદાને માટેનાં જુદાં જુદાં ધર્મખાતાંઓમાં વેંહચી આપવાને ૧૫૦૦૦)પૌંડ (રૂ૧૫૦૦૦૦) પોતાના તે તરફના આડતીઆ હાનરેબલ આર. ડબલ્યુ. ક્રાફર્ડ ઉપર મોકલ્યા હતા. આ ઉપરથી એવણને લંડનની કામન કૌનસીલે "ફ્રીડમ ઑફ ધી સીટી ઑફ લંડન"નું માન આપ્યું હતું, અને જે મોટાં માન બાબે નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે પોતાને હાથે એમને કાગજ લખી મુબારકબાદી આપી હતી. એજ મુજબ પોરટુગલના પાદશાહ ડોન લુઈ ધી પ્રામીઅર તરફથી એવણને તે રાજ્યના "નાઈટ ઑફ ધી આરડર ઑફ ટાવીસ એંડ એસપાડા" જેવાને "જવાંમરદી, વફાદારી અને નેકી" નો એતાબ આપવામાં આવ્યો હતો, જેની સનદ તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૬૪ ને દીને પારસીઓનાં નવાં વર્ષને દાહડે સવારનાં ૧૧ વાગે એમનાં કોટનાં ઘરમાં અતરેના પોરટુગીજ વાઈસ કાનસલે એક ડેપ્યુટેશન સાથે આવી એમને એનાયત કીધી હતી. એજ શાલના અકટોબર માસથી એવણે રતનાગરી હાઈ સ્કુલના પાંચ સર્વેથી ચડતા વિદ્યાર્થીઓને બે વર્ષ સુધી મુંબઈ આવી પોતાનો અભીઆસ વધારવાને દરેકને રૂ૧૦)ની માસીક સ્કાલરશીપ આપતી કીધી હતી. નવસારી, વલસાડ, અને બીલીમોરા મધે પોતાને ખરચે એકકી ઈંગ્રેજી સ્કુલ તેમજ મુંબઈ મધે સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટયુટની કોટની મોટી સ્કુલની એક શાખા ચોબીતલાવ તરફ ઉઘાડવાને એવણે સરકારમાં રૂ૭૦૦૦૦)ની રકમ આપવાથી તે સ્કુલો તા૦ ૧ લી અકટોબર ૧૮૬૪થી ઉઘાડવામાં આવી હતી. એજ શાલની તા૦ ૫ મી અકટોબરે કલકતા અને તેની આસપાસના તાલુકાઓમાં મોટું તોફાન થવાથી હજારો મકાનો તારાજ થયાં તથા સેંકડો વાહણો ડુબી ગયાં, અને દરીયાનાં પાણી ૩૦ ફીટની ઉંચાઈ સુધી ચડી આવ્યાં, જેથી બેહદ માણસો દુખી થયાં હતાં, એ સંકટની ખબર મુંબઈ આવતાં ને વાર તેમાં ફસેલા લાચારોને તરત મદદ કરવાને એવણે રૂ૨૫૦૦૦) કલકતાવાલા મેશરસ કોલવીન કોવીની કું૦ની મારફતે ત્યાંના સતાવાલાઓ ઉપર પરબાડા મોકલ્યા હતા, તથા અતરે જે મોટું ફંડ ઉભું થયું તેમાં રૂ૭૫૦૦) ભર્યા હતા. એજ શાલના નવેમબર માસમાં મોઘવારીને લીધે ગુજરાતના જુદા જુદા ભાગોમાં મુફત વેંહચવા અથવા સસતી કીમતે વેચવાને ૭૦૦૦ બંગાલી ચોખાની ગુણો કે જેની કીમત રૂ૬૦૦૦૦) હતી તે ઉત્તર વિભાગના રેવીન્યુ કમીશનર મી૦ બી. એચ. એલીસ ઉપર ભેટ મોકલી હતી. આ ગુણો મધેથી ૧૫૦૦) સુરત, ૧૫૦૦) ભરૂચ, ૨૦૦૦) અમદાવાદ, ૧૦૦૦) ખેડા અને ૧૦૦૦) ખાનદેશ જીલ્લાઓમાં ગરીબ લાચારોને મુફત અને બીજાઓને સસતે ભાવે વેચવા, અને તેની જે ઉપજ થાય તેમાંથી બીજો અનાજ મંગાવી તેની પણ એમજ કારસાજી કરવાને તે દરેક જીલ્લાના કલેકટરોપર મી૦ એલીસે મોકલી હતી. આ રીતીથી દરેક જીલ્લાના હજારો લોકોએ પેત પુરતાં અનાજનો લાભ લીધો હતો. એ લાભ કસ્સી રીતના નાતજાતના તફાવત વગર એક પારસી શેઠીયાને ખરચે સઘળાંઓને મલ્યો હતો. એજ માસમાં દખણમાં ચાલતા દુકાલને લીધે તે તરફ રૂ૧૦૦૦૦૦)ની રકમ તથા ૭૦૦૦ ચોખાની ગુણ ત્યાંના ગરીબોને વેંહચવા માટે એવણે મોકલી હતી. એ બાબે મુંબઈના ગવરનરે કલકતે વડી સરકાર ઉપર લખવાથી એ ખબર કલકતેથી પ્રગટ થાઈ અતરે આવી હતી. એજ માસની શરૂઆતમાં મધરાજ ઈલાકામાં આવેલાં મછલીપટમનાં બંદરમાં મોટું તોફાન થવાથી થયલાં સખ્ત નુકસાનમાં નાશ પામેલાઓને મદદ કરવાને અતરે ઉભાં થયલાં ફંડમાં એવણે રૂ૨૦૦૦) ભર્યાં હતા.

ઈ૦ સ૦ ૧૮૬૫ માં ઈરાનમાં નાવારેસ જરથોસ્તીઓની છોકરીઓ પરણાવી આપવાને એવણે રૂ૫૦૦૦) પરબાડા શેઠ માણેકજી લીમજી હાંતરીઆ ઉપર મોકલી આપ્યા હતા. એજ શાલમાં સુરતની ફારસી મદરેસાનાં ફંડમાં રૂ૬૦૦૦) ઉમેરી તે પગભર કીધું હતું. એ શાલમાં એવણ અતરેની એપોલો પ્રેસ કું૦, ભરૂચ કૉટન મીલસ કું૦, ઈનાનશીયલ આશોસીએશન ઑફ ઇંડીઆ એંડ ચાઇના, તથા યુનૈટડ વિકટોરીયા એંડ કોલાબા રેકલેમેશન એંડ પીઅર કું૦ ના ડાએરેક્ટર થયા હતા. એજ શાલના અપરેલ માસમાં સીલોનથી દર વર્ષે એક અથવા બે વિદ્યાર્થીઓને કલકતાની મેડીકલ કાલેજમાં વૈદ્યાનો અભીઆસ કરવા મોકલવા માટે સ્કાલરશીપ આપવા સારૂં રૂ૩૦૦૦૦)ની રકમ સીલોનની સરકારમાં આપી હતી, જે વધી હાલ આસરે રૂ૪૦૦૦૦) સુધીની થાઇછે, અને તેનાં વ્યાજ મધેથી હાલ સુધી દર શાલ બે વિદ્યાર્થીઓને કલકતે વૈદ્યાનો અભીઆસ કરી એમ. બી. અથવા એલ. એમ. ની સનદ મેલવવા માટે મોકલવામાં આવેછે. એજ શાલના આગસ્ટ માસમાં એડન મધે ચાલેલા દુકાલને લીધે ત્યાંના ગરીબોમાં વેંહચવાને ૧૦૦૦ ચોખાની ગુણ એવણે અતરેના કમીશરીએટ ખાતાંની મારફતે ભેટ મોકલી હતી. એજ શાલના સપટેમબર માસમાં મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટ ઉઘડી તેના એવણને નામદાર સરકારે એક ડેલીગેટ નેમ્યા હતા, જે ઓહદો ૧૮૬૮ માં એવણે નાતવાંનીને લીધે છોડયો હતો. એજ શાલ (૧૮૬૫)ના ડીસેમબર માસમાં મુંબઈની મ્યુનીસીપાલીટીને રૂ૧૦૦૦૦)ની કીમતનું આગ હોલવવાનું એક "સ્ટીમ ફાએર ઇનજીન" એવણે ભેટ આપ્યું હતું. એ ઇનજીનનું નામ તે વેળાના મ્યુનીસીપાલ કમીશનર મી૦ ક્રાફરડે "રૂસ્તમ" કરી રાખ્યું હતું. એજ વખતે સુરતની મ્યુનીસીપાલીટીને પણ એવણે બે "સ્ટીમ ફાએર ઇનજીન" ભેટ કીધાં હતાં.

ઇ० સ० ૧૮૬૬ ના જાનેવારી માસમાં વિક્ટોરીયા એંડ આલબરટ મ્યુઝીયમની ઇમારતનું ફંડ ઘટી જવથી તે માટે ગવરનર સર બારટલ ફ્રીઅરે એક બીજું વધારાનું ફંડ કીધું તેમાં એવણે રૂ૫૦૦૦) ભર્યા હતા. એજ શાલની તા० ૯ મી ફેબરવારીએ એઓ પોતાના ખાસ સ્ટીમર "મારગ્રેટ ક્રાફરડ" માં સવાર થાઇ ગોવા ખાતે ગયા હતા. ગોવાનો ગવરનર જનરલ એઓને એસ્તેકબાલ લેવાને પોતાના રેસાલા સાથે સ્ટીમર ઉપર આવ્યો હતો, અને પુરતાં આદર-માન સાથે એમને ત્યાંના સરકારી મેહલમાં લઇ જઇ એક દરબાર ભરી પોરટુગલના નામદાર પાદશાહ તરફથી એમને અમીરી સંઘમાં દાખલ કરી આપેલા "નાઇટ ઑફ ધી આરડર ઑફ ટાવરીસ એંડ એસપાડા" ના એતાબનો સોનાંનો ચાંદ પોતાને હાથે એમની છાતી ઉપર ઓળવીઓ હતો, જે વખતે કીલ્લા ઉપરથી માન તરીકે ૨૧ ટોપો છોડવામાં આવી હતી. ગોવામાં એવણ એક પખવાડીઉં સુધી મોટી જાહોજલાલી સાથે રહયા હતા, અને તા० ૨૪ મી ફેબરવારીએ અતરે પાછા ફરવા નીકલ્યા તે વખતે નામદાર ગવરનર જનરલ તથા તેનો રેસાલો અને સર્વે અમલદારો તથા આગેવાન શેહરીઓ એમને સ્ટીમર ઉપર મુકવાને આવ્યા હતા, તથા એમની સ્ટીમર "મારગ્રેટ ક્રાફરડ" ઉપર રાખવાને પોરટુગલના રાજા તરફથી પંચધાતુની બે ટોપો ગવરનરે ભેટ આપી હતી, અને સ્ટીમર ચાલુ થતાં ગોવાના ત્યારે કીલ્લાપરથી ૨૧ ટોપો છોડી માન આપ્યું હતું. ગોવા છોડતી વખતે એવણે ત્યાંના ગરીબોને વેંહચવા માટે રૂ૨૦૦૦૦) ની રકમ તથા રૂ૧૦૦૦૦) નું કાપડ ત્યાંના મુખ્ય આગેવાંન ગ્રહસ્થોને સપૂરદ કીધું હતું. એજ શાલના મેએ માસમાં બીલીમોરાનાં દોખમાંની આસપાસ રૂ૫૦૦૦) ખરચી એક પાકી ફરતી દેવાલ બંધાવી આપી હતી. એજ શાલમાં મુંબઇ મધે ગ્રાંટ રોડનાં સ્ટેશન આગલ રૂ૧૧૦૦૦૦) ને ખરચે એવણે બંધાવેલી મોટી ધર્મશાલા, તથા ભરૂચ મધે રૂ૨૦૦૦૦) ને ખરચે અને પારડી મધે રૂ૧૦૦૦૦) ને ખરચે બંધાવેલી એમની ધર્મશાલાઓ બંધાઇ તૈયાર થવાથી ખોલ્લી મુકવામાં આવી હતી. અતરેના વિક્ટોરીયા ગારડનસમાં એવણને ખરચે તૈયાર કરાવવામાં આવેલું મોટા સીણગારનું આરકું પણ આએજ વર્ષમાં ગોઠવવામાં આવ્યું હતું.

સુરતની પાસેનાં ભાઠાં ગામની ખાડી ઉપરનો મોટો પૂલ પોતાના પીતાનાં નામથી બાંધવાને એવણે સરકારમાં રૂ૧૫૦૧૦) ની રકમ આપી હતી તે પૂલ ઇ० સ० ૧૮૬૭ માં બંધાઇ ખોલ્લો મુકવામાં આવ્યો હતો. એજ શાલમાં એવણને વ્યાપારમાં મોટું નુકસાંન આવવાથી મેએ માસથી પોતાનો વહીવટ બંધ કીધો હતો. પાછળથી ઇ० સ० ૧૮૭૨ માં એવણને કલકતાની રીલાએનસ મરીન ઇનશુરન્સ કું० ના અતરેના એજંટ નેમ્યા હતા, પણ તે કામ એક વર્ષ ચલાવ્યું તેટલામાં એવણનું મરણ નિપજ્યું હતું.

એ રીતે છ વર્ષના ટુક અરસામાં એવણની સખાવત લાખો રૂપીઆની થવા જાયછે. જાહેર સખાવતોમાં એવણે ગરીબ ગુરબાંઓને આસરો આપવામાં તથા પોતાની કોમને લગતાં ધર્મખાતાંઓમાં રૂ૪૮૫૦૦૦), વિદ્યા હુનર તથા કેળવણી ખાતાંઓમાં રૂ૪૧૫૦૦૦), હાસ્પીટલો તથા દવાખાંનાંઓ માટે રૂ૨૧૯૦૦૦), આફતોની વેળાએ ગરીબોને આસરો આપવામાં રૂ૩૩૭૦૦૦), જાહેર અને પ્રજા ઉપયોગી કામો જેવાંકે કુવા તલાવ, પૂલો, ધર્મશાલાઓ, વગેરે માટે રૂ૧૯૦૦૦૦) તથા બીજા પરચુટણ રૂ૧૪૦૦૦૦) મલી એવણની જાહેરમાં કીધેલી સખાવત રૂ૧૭૮૬૦૦૦) ની થાયછે; તથા ખાંનગી આશાંમાઓ અને કુટુંબોને આપેલી મદદની તો કસ્સી ગણત્રિજ નથી, તોપણ હમોએ ઉપર ટપકેની ગણત્રિ લેતાં તે રૂ૨૨૩૯૭૦૦) ની થાયછે. એ સંધી સખાવતો નાતજાતનો તફાવત રાખ્યા વગર મોટી, છુટી અને લાંબી હતી. જમાનાનાં ચક્રથી ગરીબીમાં આવેલાં કેટલાંક કુટુંબોને એઓએ છુપી રીતે આપેલી મદદ રૂ૨૦૦૦) થી રૂ૪૦૦૦૦) સુધીની ગણાઇછે. એ ઉપરાંત વખતે વારી આપી હતે તો એવણનાં દીલમાં બીજી ઘણીક મોટી સખાવતો કરવાનુ હતું, પણ તે સઘું ભાગી પડયું. ઇ० સ० ૧૮૬૩ ના ડીસેમબર માસમાં એવણે પોતાનું એક વશિહતનામું કીધું હતું, જે જોકે મરણ વખતે સંગો બદલાઇ જવાથી નકામુ જેવું થઇ પડયું હતું, તોપણ તેમાં એવણે બતાવેલો દીલગુરદો આપણને અજાયબીમાં નાખેછે. એ વશિહતનામાંમાં એવણે પોતાની પુંજીમાંથી રૂ૫૧૦૦૦૦૦) એકાવન લાખ રૂપીઆની રકમ હિંદુસ્થાંનની વડી સરકારના સ્વાધીનમાં આપી તેની વાર્ષિક આવકમાંથી હિંદુસ્થાંનના ગરીબ લોકોનું આગ, રેલ, તોફાંન, વગેરે મુશ્કેલીના વખતમાં દુખ ટાલવાનો બંદોબસ્ત કીધો હતો, તથા સરકારને ખાએસ બતાવી હતી (જોકે ફરજીઆત નહિં) કે એ આએપતનો ૧/૬ મો ભાગ મુંબઇ ઇલાકાનાં લોકોનું દુખ ટાલવા, ૩/૬ મો ભાગ મધરાજ ઇલાકાના લોકોનું દુખ ટાલવા, અને ૫/૬ મો ભાગ ઉપલા ઇલાકાઓ સિવાય હિંદુસ્થાનના બીજા ભાગોના લોકોનું દુખ ટાલવા માટે ખરચવો.[1] એવણ પોતા પાછલ ત્રણ

---

[1] એ વશિહતનામું ઇંગ્રેજી ભાષામાં મી० ફેર સોલીસીટરને હાથનું લખેલું છે, અને તેમાંનો એ રૂ૫૧૦૦૦૦૦) એકાવન લાખનાં ધર્મખાતાં બાબેનો ફકરો નીચે મુજબ છે:—

"I direct my said Trustees to stand possessed of the net monies to arise as aforesaid upon Trust if the said net monies shall not exceed Rs. 51 lacs to pay unto the Governor General of India in Council or the Governor of Bombay in Council the whole of the said net monies on receiving a declaration under the hand of a Secretary to the Government of India that the Governor General of India in Council will invest the said monies in such manner as he may think expedient and administer the annual income and produce thereof in perpetuity particularly in relieving the poor inhabitants of India who may be afflicted through fire, flood, or tempest, and generally in relieving the distress of the poor througout

દીકરીઓ સિવાય કોઈ પણ નર વારસ મેહલા વગર ઉપલી જવાંન વયે મરણ પામ્યા હતા. એવણનાં મરણથી પારસી કોમને જે નુકસાંન તથા ગમગીની ઉપજી હતી તે દેખાડવાને માટે સઘળા ધંધાદારીઓએ એવણનાં રવાંનને અવસમંજલ પોંહચાડયું તે દાહડે પોતાનો ધંધોધાપો તથા દુકાનો બંધ રાખી શોક પાલ્યો હતો, તથા અતરેની સઘળી નિશાલો એમનાં માનમાં બંધ રાખ્યામાં આવી હતી.

તા૦ ૧૫ મી આપરેલ.

આજ દીને મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈનાં ઉઠમણાંમાં રૂ૩૦૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા. ક્રિયાની એવેલે દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ ઉઠી એ મરહુમ શેઠીયાની ખુબી તથા હાતમ દીલની સખાવતોની સ્તુતી કરી એ મરહુમ શેઠનું નામ જરથોસ્તી દીનઆસાનને લગતી જાહેર ક્રિયાઓમાં બીજા બુજર્ગોનાં નામ સાથે લેવાની સુચના કીધી હતી, જેને દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણાએ ટેકો આપી આશા બતાવી કે સઘળાં દેવાલેરો ખાતે પણ આ સુચના ઉપર ધીઆંન આપવામાં આવશે.[૧]

તા૦ ૧૬ મી આપરેલ.

રોજ ૨૮ માહ ૭ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—મનચેરજી હોરમજજી નીકલસન[૨]—ઉમર વર્ષ ૮૪) શેઠ હોરમજજી રૂસતમજી નીકલસનના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના ભાણેજ શેઠ ખરશેદજી મેહરવાંનજી બાઈસ સાથે બેલગાંમ મધે વ્યાપાર કરતા હતા. તે પછી થોડુંક સુધી અતરે મેશરસ ગ્રાહમ કું૦ માં સરાફ નેમાયા હતા, અને તે બાદ પોતાનો પરચુરણ વ્યાપાર ચલાવતા હતા. એવણે આખી જીંદગી ઘણી ઉદયોગી અને નીયમીત રીતે તથા છેક સેવટ સુધી હાલચાલની કસરત સાથે ભોગવી હતી.

તા૦ ૧૬ મી આપરેલ.

મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈનાં કવખતનાં મરણ બાબે દલગીરી તથા શોક બતલાવવાને આજ દીને દમણના નામદાર ગવરનરે ત્યાંના સર્વે આગેવાંન રેહવાસીઓની એક સભા મરહુમ શેઠ રૂસતમજીવાલી સ્કુલનાં મકાંનમાં બોલાવી હતી. સઘળાઓ શોગના પોશાકમાં હાજર થયા હતા. નામદાર ગવરનરે કહી સંભલાવ્યું કે દુનીયાંમાં પોતાની સખાવતથી પ્રકાશ પામેલા સખી ઉમરાવ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ તે પોરટુગીજ રાજનાં "નાઈટ ઑફધી આરડર ઑફ ટારીસ એંડ એસપાડા"નાં કવખતનાં મરણની દુખ ભરેલી ખબર એકાએક મલવાથી આપણી સરકાર તેમજ આપણ સર્વે અતીશય દલગીર છૈયે. એ મરહુમે આપણાં દેશ ઉપર ઘણા ઉપકાર કર્યા છે, અને એવણની નાદર સખાવતના દુરતા બહરા આપણી સાંમે મોજુદ છે. એ પછી સભાએ પોતાની દલગીરી બતાવીને મરહુમ શેઠનાં કુટુંબના વડા સર જમશેદજી જીજીભાઈ બારોનેટ ઉપર એક દીલાસાપત્ર મરનારની સખાવતોની એક સ્વીસતર નોધ સુધાં મોકલી આપવાનો ઠેરાવ કરી ઘંભીરાઈથી મીજલસ બરખાસ્ત થાઈ હતી.[૩]

---

India And I direct that in notifying this bequest to the Governor General in Council it may be intimated as being my wish (but without intending that it should be considered as obligatory) that under ordinary circumstances 8/16th of the net income of the said fund should be applied for the relief of persons inhabiting the Bombay Presidency, 3/16th for the relief of those inhabiting the Madras Presidency and 5/16th for the relief of those inhabiting other parts of India than the above mentioned Presidencies And (if the said net monies to arise as aforesaid shall exceed 51 lacs of Rupees) I direct my said Trustees to pay thereout to the Governor General in Council or the Governor of Bombay in Council the sum of 51 lacs of Rupees on receiving such declaration as to the said sum as is herein before mentioned."

૧ રાસત ગોફતાર, તા૦ ૨૧ મી આપરેલ ૧૮૭૨.

એજ મુજબ સુરત, ભરૂચ, ઊદવાડા, દમણ, વડોદરા, પુણાં, વલસાડ, કલીઆંણી, વગેરે ઠેકાંણે એમનાં ઊઠમણાં ત્યાંની અંજુમને કીધાં હતાં. ઇરાંન મધે પણ તેહરાંન, યજદ, અને કેરમાંનમાં એમનાં મરણના સમાચાર જઈ પોંહચતાં ત્યાં પણ એમનાં માન માટે "પોરસેદારી" ની મીજલસો ભરાઈ હતી.

૨ મરહુમ શેઠો બરજોરજી, હોરમજજી અને પેશતનજી તથા શેઠ શોરાબજી મનચેરજી નીકલસનના બાવા. એવણના એક ભાઈ શેઠ પાલણજી હોરમજજી નીકલસન (શેઠો બહમનજી અને નશરવાંનજી પાલણજી નીકલસનના બાવા) લીલાંઊખાંનાનાં કામમાં પડેલા હતા. એઓના બાવા શેઠ હોરમજજી રૂસતમજી નીકલસન પ્રથમમાં સુરત અને તે પછી મુંબઈ આવી પરચુરણ જીનસોનો વ્યાપાર કરતા હતા. તેમના બાવા શેઠ રૂસતમજી આશાજી ઈ૦ સ૦ ૧૭૮૦ માં સુરતથી અતરે આવી ઇસ્ટ ઇંડીઆ કુંપનીની નોકરી માહેલા ચીફ ઇનજીનીઅર જનરલ નીકલસનની નોકરીમાં રેહવાથી નીકલસનની અટકથી ઓળખાવા લાગા હતા.

૩ જામે જમશેદ, તા૦ ૨૩ મી આપરેલ ૧૮૭૨.

નવસારી મધે પણ એ મરહુમ શેઠનાં ભાઈઓ ઊપર ત્યાંની અંજુમન તરફથી દીલાસાપત્ર મોકલવાને તા૦ ૪ થી મેએ ૧૮૭૨ ને દીને વડી દરેમેહરમાં દસ્તુર માહીઆરજી કેકોબાદજી મેહરજી રાંણાનાં પ્રમુખપણાં હેઠલ અંજુમન મલી હતી. જયાં દીલાસાપત્ર વાંચી તે પર સહીઓ લઈને અતરે મોકલવાને ઠેરવ્યું હતું. તે મુજબ તે દીલાસાપત્ર તા૦ ૮ મી મેએ ૧૮૭૨ ને દીને મજગાંમ કાસલમાં એ બંધે સાહેબોને ૨૫) અથોરનાંનોનાં એક ડેપ્યુટેશને લઈ જઈ આપ્યું હતું.

ચીન મધે પણ તા૦ ૫ મી જુલાઈ ૧૮૭૨ ને દીને એ મરહુમ શેઠની યાદગારીનાં ફંડમાં અતરે નાણાં મોકલવાને ત્યાંની અંજુમનની એક સભા મલી હતી, જે વેળાએ

### તા૦ ૧૮ મી આપરેલ.

શેઠ માણેકજી એદલજી ખરીખાઉને નામદાર સરકારે પુણાં કલૅક્ટરેટનાં શીરૂર ગામના મામલતદાર નેમ્યા હતા.[1]

---

### તા૦ ૧૯ મી આપરેલ.

નવસારી મધે પેહલા દસ્તુર મેહરજીરાંણાનાં નામથી એ ખાંનદાંનના કેટલાક ગ્રહસ્થોએ એક કેતાબખાંનું આજ દીનથી ઊઘાડ્યું હતું. એ કેતાબખાંનાંને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે નવસારી મધે લાકડ ફલીઆને નામે ઓળખાતા ચકલા ઊપર પોતાની જમીન ઊપર રૂ૫૦૦૦) ને ખરચે એક મકાંન બંધાવી આપ્યું હતું.[2]

### તા૦ ૨૪ મી આપરેલ.

રોજ ૬ માહ ૮ (ચૈ૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓના છોકરાંઓ (પીરોજશાહ ધનજીભાઇ,

---

૪૭૫) ડાલર ભરાયા હતા, તથા તે ઊપરાંત એવો ઠેડાવ થયો હતો કે મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનેટ સાહેબ ગુજરયા ત્યારે જેમ અંજુમનનાં ફંડમાંથી તેવણની બે તસવીરો ઊતરાવી એક હાંગકાંગ મધેના અંજુમનના બંગલામાં અને બીજી મુંબઇ મધે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆનાં આતશબેહરાંમનાં દીવાંનખાંનાંમાં મુકાવી હતી, તેજ માફક મરહુમ શેઠ રૂસતમજીની પણ બે તસવીરો અંજુમનનાં ફંડમાંથી ઊતરાવી ઊપલેજ ઠેકાંણે મુકાવવી.

હિંદુસ્થાંનનો નવો ઠડેલો વાઇસરાય નામદાર લારડ નારથબ્રુક પોતાના ઓહદાપર જવા આપરેલ માસની આખરીએ મુંબઇ આવ્યો તે નામદારે અતરેથી કલકતે રવાંને થવાની આગમજ હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટની ખાંનગી મોલાકાત પરેલના સરકારી મેહલમાં લીધી હતી, અને તે વેળાએ મરહુમ શેઠ રૂસતમજીનાં મરણ વિષે ઘણી દલગીરી જણાવી હતી.

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૭૨.

૨ એ કેતાબખાંનાંમાં પ્રથમમાં દસ્તુરો ફરાંમજી તથા જમશેદજી શોરાબજી મેહરજી રાંણાએ પોતાના બાવા મરહુમ દસ્તુર શોરાબજી ફરાંમજી મેહરજી રાંણાની આપણા ધર્મને લગતી જંદ, પેહલવી તથા ફારસી કેતાબો હતી તે સઘળી ભેટ આપી હતી; તેમજ દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજી રાંણા, દસ્તુર એરચજી શોરાબજી મેહરજી રાંણા, એરવદો બેહરાંમજી, માણેકજી અને દાદાભાઇ ખરશેદજી દોરડી તથા બીજા સાહેબોએ ઘણીક કેતાબો ભેટ આપી કેતાબખાંનું ચાલુ કીધું હતું. એ કેતાબખાંનાંના ખરચને માટે પ્રથમમાં મેહરજી રાંણાના કુટુંબવાલાઓએ પોતપોતામાં એક ઊઘરાંણું કીધું હતું, પણ તે મધેથી ખરચ પુરતો ચાલી નહિં શકવાથી આગલ એ ખાંનદાંનવાલાઓએ મરહુમ દસ્તુર મેહરજી રાંણાની બાજ કરવાને ઊભાં કરેલાં મેહરજી રાંણા જશન ફંડ મધે નાણાંનો વધારો થવાથી તેવણ સાહેબની બાજને દંને હંમકાર સાથનું ખાનું કરવામાં આવતું હતું તે બંધ કરી અસલ ફંડની મતલબ મુજબ બાજને દંને ફકત જશનજ કરી બાકીનું સઘળું વ્યાજ એ કેતાબખાંનાંના ખરચમાં વાપડવાનો ઠેડાવ કીધો હતો. તે મુજબ ઈ૦ સ૦ ૧૮૭૬ સુધી એ વ્યાજના રૂ૭૩૧ાા વાપડવામાં આવ્યા હતા.

એ કેતાબખાંનાંને માટે શેઠ બરજોરજી બહમનજી પદમે જે મકાંન બંધાવી આપ્યું હતું તેનું નવસારીના કાએદા મુજબનું એક લખાંન તા૦ ૧૭ મી આગશટ ૧૮૭૪ ને દીને કરી તરસ્ટીઓને સોંપ્યું હતું. એ બાબે શેઠ બરજોરજીનો ઊપકાર માનનારૂં મેહરજી રાંણા ખાંનદાંનવાલા ૬૪) ગ્રહસ્થોની શાહી સાથનું એક માનપત્ર તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૭૪ ને દીને મુંબઇ મધે તેવણને આપવામાં આવ્યું હતું. એ કેતાબખાંનાંનાં મકાનમાં નીચે મુજબ તખ્તી મારેલી છે:—

શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"મરહુમ પેહેલા દશતુરજી શાહેબ મેહેરજી રાંણા ઇઅજ-
"દેજરદી ૯૬૦ નાં શાલમાં હક થાએલા તેવનની ઇઆદ-
"ગારી કાએમ રાખવા તેવનનાં નામનું કેતાબખાંનું હમેશાં
"સુધી રાખવા શારૂં નવશારી મધે આએ મકાંન મુંબઇ
"વાશી આ૦ બરજોરજી બમનજી પદમએ પોતાના ખર-
"ચથી ધરમ ખાતે બંધાવી આપેઓછે. અને તે શાથે
"તેવણે એ મકાનવાલી તથા તેહેને લગતી આશપાશની જે
"જમીન છે તે પણ રશતા ને શારૂં ખોલ્લી રાખીને શદાકાલ
"જરથોશતી અંનજુમનને વાપરવા શારૂં ધરમખાતે આપીછે.
"રોજ. ૩૦ માહ ૭ મો શેહેનશાહી શને ૧૨૪૧ ઇઅજ-
"દેજરદી. તા૦ ૧૮ મી એપરેલ શને ૧૮૭૨ અંગરેજી."

એ કેતાબખાંનાંનો વહીવટ ચલાવવા સારૂં પ્રથમમાં ઊપલાં મેહરજી રાંણા જશન ફંડના તરસ્ટીઓ દસ્તુર માહીઆરજી કેકોબાદજી, એરવદો જામાસપજી શોરાબજી દસ્તુર મેહરજી રાંણાના, નશરવાંનજી શોરાબજી વજીફદાર, અને ફરાંમજી શોરાબજી દસ્તુર મેહરજી રાંણાને મુકરર કીધા હતા. તેમાં પછવાડેથી એરવદો કાવશશાહ રૂસતમજી દસ્તુર મેહરજી રાંણાના તથા ખરશેદજી એરચજી દસ્તુર મેહરજી રાંણાને વધારયા હતા. એ પછી તરસ્ટીઓમાં અવારનવાર ખાલી પડતી જગા ઊપર દસ્તુર દારાબજી માહીઆરજી, શેઠો હોરમજજી નવરોજજી સકલાતવાલા, ખરશેદજી માણેકજી શેઠના, અરદેશર ફરાંમજી મુસ, જમશેદજી નશરવાંનજી પીટીટ, ખરશેદજી નશરવાંનજી સીરવાઇ, અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના, બેહરાંમજી નશરવાંનજી સીરવાઇ, હોરમજજી ખરશેદજી કુરલાવાલા, હોરમજજી દાદાભાઇ જડજ અને ડાકટર ખરશેદજી નવરોજજી સહીઆર શામેલ થયા કીધાછે. એ તરસ્ટીઓના સરનશીન તરીકે પ્રથમમાં દસ્તુર દારાબજી માહીઆરજી, તે પછી ૧૮૮૪ થી તે ૧૮૯૫ સુધી શેઠ અરદેશર ફરાંમજી મુસ, અને ૧૮૯૫ થી તે અત્યારસુધી શેઠ હોરમજજી દાદાભાઇ જડજ. શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૮૪ સુધી એ૦ કાવશશાહ રૂસતમજી દસ્તુર મેહરજી રાંણાના, ૧૮૮૪ થી ૧૮૯૧ સુધી શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના, અને ૧૮૯૧ થી તે અત્યારસુધી એ૦ રૂસતમજી કેરશાસપજી મોદી. ખજાંનચી તરીકે ૧૮૮૩ થી તે ૧૮૮૮ સુધી શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટ, ૧૮૮૮ થી તે ૧૮૯૦ સુધી શેઠ ખરશેદજી માણેકજી શેઠના, અને ૧૮૯૦ થી તે અત્યાર સુધી શેઠ અરદેશર શોરાબજી દસ્તુર કામદીનના. એ કેતાબખાંનાંની નવસારીની કારોબાર મંડલીના અધિકારીઓ તરીકે પ્રથમમાં શેઠો બરજોરજી પાલણજી દેસાઇ, દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણાના, મનચેરજી બરજોરજી દેસાઇ, મનચેરજી એરચજી દેસાઇ, ફરાંમજી નવરોજજી દાદીબરજોરના,

નવરોજજી દાદાભાઈ, હીરજીભાઈ દાદાભાઈ, ડોશીભાઈ દાદાભાઈ, બેજનજી હોરમજજી, શીરીનબાઈ હોરમજજી,

---

બી. એ; અને બેહરામજી ખરશેદજી દોરડી હતા. તે પછી અવારનવાર તેમાં ખાલી પડતી જગા ઊપર એ૦ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા, શેઠ દોરાબજી ખરશેદજી નરીમાંન, બી. એ; રૂસતમજી જામાસપજી દસ્તુર મેહરજીરાંણાના, રતનજી ફરાંમજી દાબુ, મેહરજીભાઇ નશરવાંનજી કુકા, એમ. એ; દીનશાહ દાદાભાઇ મુલ્લાં, નશરવાંનજી શેરાબજી વજીફદાર, તેહમુલજી નશરવાંનજી કાંગા, જમશેદજી એદલજી સીરવાઇ, તેહમુલજી નવરોજજી દસ્તુર મેહરજીરાંણાના, બેજનજી નવરોજજી કુટાર, એમ. એ; દસ્તુર એદલજી નવરોજજી મેહરજીરાંણાના, હોરમજજી ફરદુનજી દસ્તુર મેહરજીરાંણાના, ડાકટર શેરાબજી ફરદુનજી ગજધર, ધનજીશાહ એદલજી પટેલ, બી. એ; નવરોજજી ડોશાભાઇ દેસાઇ, હીરજીભાઇ ફરાંમજી મારકર, બી. એ; સરનશીન તરીકે પ્રથમથી તે ૧૮૮૦ સુધી શેઠ બરજોરજી પાલણજી દેસાઇ, ૧૮૮૦ થી તે ૧૮૮૬ સુધી ડાકટર શેરાબજી ફરદુનજી ગજધર અને ૧૮૮૬ થી તે અત્યારસુધી દસ્તુર દારાબજી માહીયારજી મેહરજીરાણાના. શેક્રેટરી તરીકે પ્રથમમાં દસ્તુર રૂસતમજી કેકોબાદજી મેહરજીરાંણા, તે પછી ૧૮૭૪ થી એ૦ બેહરાંમજી ખરશેદજી દોરડી, ૧૮૭૮ થી શેઠ ફરાંમજી નવરોજજી દાદીબરજોરના, બી. એ; ૧૮૮૬ થી નવરોજજી ડોશાભાઇ દેસાઇ, ૧૮૮૮ થી મ છારાંમ ગોરધનદાસ, ૧૮૯૧ થી શેઠ હીરજીભાઇ ફરાંમજી મારકર, બી. એ; અને ૧૮૯૫ થી તે અત્યાર સુધી શેઠ રતનજી ફરાંમજી દાબુ.

એ કેતાબખાંનાંના ખરચને માટે ૧૮૭૭ માં એક ઊધરાંણું કીધું હતું જેમાં રૂ૮૧૭) ભરાયા હતા, તથા ૧૮૮૪ માં નવા શેક્રેટરી શેઠ અરદેશર શેરાબજી દસ્તુર કામદીને મેહનત કરી રૂ૨૧૫૦) ફંડમાં ભરાવ્યા હતા; તથા નામદાર ગાયકવાડ સરકારે ૧૮૮૨ માં રૂ૩૦૦) અને ૧૮૮૫ માં રૂ૩૦૦) કેતાબખાંનાંમાં મદદ તરીકે આપ્યા હતા.

એ કેતાબખાંનાંમાં ડાએરેકટર ઑફ પબલીક ઇનસ્ત્રકશને ઇ૦ સ૦ ૧૮૭૨ ના નવેમબર માસથી ચોપડીઓ વગેરેની ભેટ આપવી ચાલુ કીધી હતી, તથા શેઠ નશરવાંનજી જાંગીરજી વાડીઆ અને જમશેદજી નશરવાંનજી પીટીટે પોતાનાં મરણ સુધી એ કેતાબખાંનાંમાં પુસ્તકો તથા કેટલાંક વર્તમાન પત્રો પોતાને ખરચે મોકલ્યા કીધાં હતાં. શેઠ નશરવાંનજી ઇ૦ સ૦ ૧૮૯૭ માં બેહસતનશીન થયા પછી તેવણનાં વીધવા બાઇ પીરોજબાઇએ તે મરહુમ ગ્રહસ્થ આ કેતાબખાનું સ્થાપણ થયું ત્યારથી જે વર્તમાન પત્રો મુફત મોકલતા હતા તે ચાલુ રહે એવા ઇરાદાથી તા૦ ૭ મી જુન ૧૮૯૭ ને દીને કાગજ લખી રૂ૨૦૦૦) ની નોટ એલાહેદી કાઢી તે પોતાના તેમજ ડાકટર તેહમુલજી ભીખાજી નરીમાંન તથા શેઠ દીનશાહજી શેરાબજી મોદીનાં નામપર તરસ્ટમાં કરી આપી હતી, કે તેનાં વ્યાજમાંથી દર શાલ વર્તમાન પત્રો આગલની માફક મોકલવાં, અને બાઇ પીરોજબાઇની હેયાતી બાદ ઊપલા તરસ્ટીઓ તે નોટો કેતાબખાંનાંના તે વેળાના તરસ્ટીઓનાં નામપર કરી આપે.

એ કેતાબખાંનાં માહેલાં પુસ્તકોનો એક કેટલગ ઇ૦ સ૦ ૧૮૭૬ માં એરવદ જમશેદજી શેરાબજી દસ્તુર મેહરજીરાંણાએ પોતાને ખરચે છપાવી પ્રગટ કીધો હતો, તથા બીજો એક સંપુરણ કેટલગ ઇ૦ સ૦ ૧૮૯૪ માં કેતાબખાંનાંનાં ફંડ મધેથી છપાવી પ્રગટ કીધો હતો.

કેખશરૂ ફરદુનજી અને રતનબાઇ ફરદુનજી) ની શેહાદતની ખુશાલીમાં રૂ૧૦૦૦); તથા શેઠ નશરવાંનજી બહમનજી

---

દસ્તુર એરચજી શેરાબજી મેહરજી રાંણાએ તા૦ ૧૪ મી આપરેલ ૧૮૯૭ ને દીને પોતાનું ખાંનગી કેતાબખાંનું એ કબાત ભરી આ ખાતાંને સપુરદ કીધું હતું. તેમાં ૫૧૩ કેતાબો જીલદમાં બાંધેલી, ૮૯૨ ચોપડી ચોપાંનયાં, તથા જંદ, પેહલવી, ફારસી, અને ગુજરાતીમાં હાથનાં લખેલાં ૧૧૯) દફતરો હતાં. એમાંની કેટલીક કેતાબો ઘણી કીમતી તથા કમયાબ છે.

એ કેતાબખાંનાંની પુંજી સાચવવા માટેનું એક કાયદાસરનું તરસ્ટડીડ તા૦ ૨૨ મી અકટોબર ૧૮૮૬ ને દીને હાઇ કોરટનાં સોલીશીટર શેઠ જમશેદજી ખરશેદજી કામાજીની મારફતે કરાવ્યું છે.

એ કેતાબખાંનાંની પુંજીમાં નીચલા ગ્રહસ્થોએ વ્યાજ વાપરવાની સરતથી નીચે મુજબની અમુક રકમો આપી જુદાં ખાતાં પડાવ્યાંછે :—

(૧) શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટે તા૦ ૮ મી નવેમબર ૧૮૮૪ ને દીને રૂ૫૦૦) ની સરકારી નોટ તથા તા૦ ૨૨ મી જુન ૧૮૮૬ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ કેતાબખાંનાંને માટે પુસ્તકો ખરીદવામાં વાપડવાને (૨) શેઠ દીનશાહજી માણેકજી પીટીટે તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૮૫ ને દીને રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને. (૩) શેઠ ફરાંમજી તથા બહમનજી દીનશાહજી પીટીટે તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૮૫ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને. (૪) શેઠ જમશેદજી નશરવાંનજી તાતાએ તા૦ ૨૬ મી જુન ૧૮૮૬ ને દીને પોતાના બાવા મરહુમ શેઠ નશરવાંનજી રતનજી તાતાનાં પુંનને માટે રૂ૫૦૦) નું મ્યુનીસીપાલ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને. (૫) મરહુમ શેઠ એદલજી બરજોરજી પદમની પુંજીમાંથી તેમના એકઝીકયુટર ડાકટર ખરશેદજી નવરોજજી સહીઆરે તા૦ ૧ લી જુલાઇ ૧૮૮૬ ને દીને રૂ૫૦૦૦) નાં મ્યુનીસીપાલ બોંડ એ કેતાબખાંનાંનાં મકાનમાં કોઇ સમે વધારો કરવામાં આવે તેમાં ખરચવાને, અને ત્યાંસુધી તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને. [એ રકમ આજસુધી અનામત રાખી તેનું વ્યાજ કેતાબખાંનાંના ચાલુ ખરચમાં વાપડવામાં આવેછે, અને ૧૮૮૭ માં તેનાં મકાનમાં ફંડ મધેથી રૂ૩૭૯।।। ખરચી થોડોક ફેરફાર તથા હોઠનો ઓટલો કબજ કરવામાં આવ્યોછે.] (૬) શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે તા૦ ૨૪ મી મેએ ૧૮૮૯ ને દીને પોતાના દીકરા મરહુમ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ કેતાબખાંનાંને માટે (નાવેલો સિવાય) પુસ્તકો ખરીદવામાં વાપડવાને. (૭) શેઠ બેહરાંમજી નશરવાંનજી સીરવાઇએ તા૦ ૫ મી જુલાઇ ૧૮૮૯ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને. (૮) શેઠ રતનજી દાદાભાઇ તાતાએ પોતાના કાકા મરહુમ શેઠ શેરાબજી કાવશજી તાતાની પુંજીમાંથી તા૦ ૨ જી અકટોબર ૧૮૯૦ ને દીને રૂ૫૦૦) નું પોરટ તરસ્ટ બોંડ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાને. (૯) સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટે તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૯૫ ને દીને પોતાના દીકરા મરહુમ શેઠ ફરાંમજી દીનશાહજી પીટીટનાં પુનને માટે રૂ૧૦૦૦) નું મુંબઇની મ્યુનીસીપાલીટીનું બોંડ તેનું વ્યાજ ફિલોસોફીકલ સાહીત્યને તેમજ

મોદીનાં છોકરાંઓ (જમશેદજી નશરવાંનજી તથા આઇમાએ અરદેશર મોદી) ની શેહાદીની ખુશાલીમાં રૂ૨૦૦) મલી રૂ૧૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

---

તા૦ ૨૪ મી આપરેલ.

રોજ ૬ માહ ૯ (કો૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી રતનજી ઘડીઆલી, પુણાંના—[1] ઉમર વર્ષ ૬૪) ભરૂચવાલા આ૦ રતનજી રૂસતમજીના દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૩૮ માં પુણાં મધે જઇ વસ્યા હતા, અને ત્યાં ઘડીઆલીની દુકાંન ઉઘાડી હતી, તથા તેમાં સારી પુંજી મેલવી હતી. પુણાં મધેનાં જરથોસ્તી રવાંનોને અવલ-મંજલ પોંહચાડવાનાં ફંડની કમીટીના એઓ એક અધિ-કારી તથા ત્યાંની મરહુમ શેઠ હોરમજજી શોરાબજી તાડી-વાલાની ધર્મશાળાના એક તરસ્ટી હતા. એવણનું મરણ પુણાં મધેજ નીપજયું હતું.

---

તા૦ ૨૫ મી આપરેલ.

મુંબઇ મધે ફરતો આવેલો "ફલાઇંગ સ્કવોડરન" અથવા બ્રીતિષ મનવારોના કાફલાનાં માણસોને એક જીયા-ફત આપવાને ફંડ ઊભું થયું હતું, જે મધે રૂ૮૦૬૦) ભરાયા હતા, જેમાં રૂ૬૫૭૫) ઇંગ્રેજો અને રૂ૧૪૮૫) પાર-સીઓએ ભર્યા હતા.[3]

---

આત્મગ્નાન અને ખોદાશનાસીને લગતાં પુસ્તકો ખરીદવામાં વાપડવાને.

એ કેતાબખાંનાંમાં બધાં મલી ૫૨૬૦ પુસ્તકો છે, તથા તેના મેમબરોનું લવાજમ પેહલા વર્ગનું રૂ૦॥, બીજા વર્ગનું રૂ૦।, ત્રિજા વર્ગનું ૦)=, અને ચોથા વર્ગનું ૦)– છે. એ ખાતાંની પુંજી તેના છેહલા તા૦ ૩૦ મી જુન ૧૮૪૭ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૧૨૫૩૫)૧૨)૫ ની છે.

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી આપરેલ ૧૮૭૨.

૨ શેઠ રતનજી તથા મરહુમ શેઠો અરદેશર અને ફરાંમજી દીનશાહજી ઘડીઆલીના બાવા. એવણના એક ભાઇ શેઠ માણેક-જી (મરહુમ શેઠ બેહરાંમજી તથા શેઠો જમશેદજી અને બરજોરજી માણેકજી તાલુકદારના બાવા) પ્રથમ સેતારામાં ઘડીઆલી હતા, અને ત્યાંના રાજા તરફથી પેનશાન મલતું હતું. તે બાદ પુણાંમાં આવી ઘડીઆલીનો ધંધો કરતા હતા. બીજા ભાઇ શેઠ મનચેરજી રતનજી ઇનજેનેર થઇ સરકારી નોકરીમાં સરવેયર તરીકે રહેલા હતા. તેમને "ભોંયભરૂ" કરી કેહતા હતા.

૩ ટાઇમસ ઓફ ઇંડીઆ, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૨.

પારસીઓના રૂ૧૪૮૫) નીચે પ્રમાણે હતા :—

(રૂ૧૦૦૦) કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ; (રૂ૧૦૦) હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી અરદેશર હોરમજજી વાડીઆ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ (રૂ૮૫) રૂ૧૦૦) ની અંદરની રકમ.

એ જીયાફત તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૨ ને દીને આનરેનાં બેંડ સ્ટાંનડનાં મેદાનના "ઓવલ" માં એક મોટો કુમાટે માંડવ બાંધી આપા હતી.

તા૦ ૨૬ મી આપરેલ.

બાઇ મેહરબાઇ તે શેઠ અરદેશર હોરમજજી વાડી-આનાં ધણીઆંનીએ માહબલેશરથી સેતારા જવાના રસ્તા ઉપર "બારપાની" નજદીક પાણીની બે ટાંકીઓ—એક રાહદારીઓને માટે તથા બીજી જાનવરોને માટે, પોતાને ખરચે બંધાવી આપી હતી.[4]

---

તા૦ ૨૭ મી આપરેલ.

શેઠ રૂસતમજી જમશેદજી બાંમબોટવાલાએ ઉદવાડાનાં રેલવે સ્ટેશનની નજદીક એક મોટો કુવો પોતાના બાવા મરહુમ શેઠ જમશેદજી દોરાબજી બાંમબોટવાલાનાં પુનને સારૂં બંધાવી ખોલ્લો મુકયો હતો.[5]

---

તા૦ ૨૮ મી આપરેલ.

શેઠ અરદેશર હોરમજજી વાડીઆએ વાંદરાનાં સેંટ જોસફસ કોનવેંટનાં નાવારસ બાળકોનાં કપડાં સીવડાવવાને રૂ૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી.[6]

---

તા૦ ૧ લી મેએ.

હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટને નામ-દાર માહરાંણીએ આપેલા "સી. એસ. આઇ."ના એતાબ-નો ચાંદ આપવાની ક્રિઆ આજ દીને મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટજજરાલડે પરેલના સરકારી મેહલમાં એક દબદબાવાલી મીજલસની હજુરમાં કીધી હતી. પ્રથમ-માં માહરાંણીજી તરફથી આવેલો પત્ર "માસટર ઑફ સેરી-મનીઝ" મી૦ સી. ગાને વાંચી સંભલાવ્યો, જે પછી કરનલ સર મેરીવેધર વડા નાઇટ તરીકે સર જમશેદજીને નામદાર ગવરનરનાં તખ્ત આગલ લઇ ગયા, જે વેળાએ તે નામદારે સર જમશેદજીની સીફતના કેટલાક સખુનો બોલી તેમને

---

૪ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૭૨.

૫ આ કુવાપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"શી પાક દાદાર હોરમજદની મદદથી આએ કુવો ધરમ "ખાતે જાનવરો તથા માણસોને પાણી પીવાને સારૂં શી મુંબ-"ઇના રેહવાશી બેહેસતનશીન જમશેદજી દોરાબજી બાંમબોટ-"વાલાનાં પુનને કાજે તેવણનાં પુતર રૂસતંમજી જમશેદજી "બાંમબોટવાલાએ બંધાવેઓછે શાઇ. રોજ ૮ મો માહ "૮ મો શેહેનશાહી સને ૧૨૪૧ ઇઅજદેજરદી. સંવંત ૧૯૨૮ "નાં વીકરમાજીત. સને ૧૮૭૨ ઇંગરેજી."

૬ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૩૦ મી આપરેલ ૧૮૭૨.

આ ભેટ માટેની ખબર આપતાં અતરે પ્રગટ થતાં "આરગસ" પત્રના તા૦ ૨૮ મી આપરેલ ૧૮૭૨ ના આંક-માં લખેછે કે—

"It is universally acknowledged that the feelings of the Parsees, as a nation, are more friendly towards Christians than any of the other nations that make up the sum-total of the population of India."

મુબારકબાદી આપી[1] સ્ટાર ઑફ ઇંડીઆનો ચાંદ તેમને ગલે ઓલવવાને હાનરેબલ મી૦ ગાનને હોકમ કીધો. એ પછી સર જમશેદજીએ આ માન બાબે નામદાર માહરાંણીજીનો તથા ગવરનરનો ઉપકાર ઘટતા શબ્દોમાં માનયા બાદ બીજા ગ્રહસ્થોને એ ખેતાબના ચાંદો એજ પ્રમાણેની ક્રિઆ સાથ આપ્યા બાદ મેલાવડો બરખાસ્ત થયો હતો.[2]

---

### તા૦ ૧ લી મેએ.

મુંબઇના નામદાર ગવરનર સર સેમોર ફીટઝજરાલડના ઓહ્દાની મુદત પુરી થવાથી તે નામદારને તેને વતન વીદાય થતી વખતે પ્રીત માનપત્ર આપવાનો વિચાર કરવાને આજ દીને અતરેના આગેવાન દેશી ગ્રહસ્થોની એક સભા "મજગાંમ કાસ્ટલ" મધે હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ. નાં પ્રમુખપણાં હેઠલ મલી હતી. પ્રમુખે નામદાર ગવરનરની કારકીરદીમાં કેટલુંક કહી સંભલાવ્યા બાદ એવો ઠેડાવ થયો કે સર સેમોર ફીટઝજરાલડની કારકીરદી આપણી દીલોજાંનની શાબાશી અને ઉપકાર મેલવવા જોગ છે, અને એ નામદાર અતરેનો કીનારો છોડી જાયછે તે વાર તેને એક લાએક માનપત્ર તથા પીસ-ઑફ-પલેટ ભેટ આપવી, અને તે બાબેની ગોઠવણો કરવાને ૨ પાદ્રીઓ, ૪ હિંદુ, ૧ મુસલમાન, અને ૭ પારસી (હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઈ; હાનરેબલ બેહરાંમજી જીજીભાઇ, શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, ડાશાભાઇ ફરાંમજી કરાકા, દીનશાહજી માણેકજી પીટીટ, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ) ગ્રહસ્થોની એક કમીટી તથા શેઠો માણેકજી ખરશેદજી જમશેદજી અને કાવશજી ખરશેદજી જમશેદજીને તેના હાનરરી શેક્રેટરીઓ નેમી સભા બરખાસ્ત થાઈ હતી.[3]

---

### તા૦ ૪ થી મેએ.

મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગારી કાયમ રાખવાનો વિચાર કરવા બાબે એ મરહુમ શેઠના દોસ્તો અને ચાહનારાઓની એક જાહેર સભા શેઠો ફરાંમજી નશરવાંનજી પટેલ, હાનરેબલ બેહરાંમજી જીજીભાઈ, દીનશાહજી માણેકજી પીટીટ, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, હોરમજજી બહમનજી વાડીઆ, અને મનચેરજી હોરમજજી કામાજીએ આપેલી જાહેરખબરની રૂહે આજ દીને આલબલેસ બાગમાં મલી હતી. સરનશીનની ખુરસી શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલને આપવા બાદ તેવણ તરફથી મરહુમ શેઠ રૂસતમજીની સેફતમાં એક ભાષાણ તેવણના બેટા શેઠ ધનજીભાઇ ફરાંમજી પટેલે વાંચી સંભલાવ્યું હતું. જે બાદ હાનરેબલ બેહરાંમજી જીજીભાઇએ અંજુમનનાં દફતરમાં નોંધવાના ઠેડાવનો પત્ર લખી મોકલ્યો હતો તે શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ વાંચી સંભલાવ્યો.[4] એ પછી નીચે મુજબના ઠેડાવો સર્વેનાં એકમતથી પસાર થયા હતા:—

શેઠ દીનશાહજી માણેકજી પીટીટે દરખાસ્ત કીધી અને તેને શેઠ બેહરાંમજી દાદાભાઇ રેજીસ્ટ્રારે ટેકો આપ્યો કે— "મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ આપણી જરતોશતી કોમનાં હીત તરફ મોટી દીલસોજી બતાવી હતી

---

૧ આ વેળાએ નામદાર ગવરનર બોલયા કે:—

Sir Jamsetjee,—I have great pleasure in presenting you with the Insignia of the Most Exalted Order of the Star of India. The high position held by your family in the community of Bombay, the way in which you are regarded by all classes of this city, and the way in which you are ever forward to promote all matters of public utility, induced me to put you forward as a fit recipient of this high mark of Her Majesty's favour; and I know that your appointment has been hailed with satisfaction by every class of the community. I myself personally am glad that it has fallen to my lot to present this Insignia to you, and I congratulate you upon this mark of the favour of your Sovereign, and I trust you will be long spared to wear the decoration which she has bestowed upon you.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨ જી મેએ ૧૮૭૨.

ઊપલો સ્ટાર ઑવ ઇંડીઆનો ચાંદ પેહરી સર જમશેદજી પોતાને મકાંને ગયા તે વેળાએ અતરેના દેશી ગ્રહસ્થો કે જેઓ નામદાર ગવરનર સર સેમોર ફીડઝજરાલડને માનપત્ર આપવાનો વિચાર કરવાને ત્યાં ભેગા મલ્યા હતા તેઓએ તુરતાતુરત એક મુબારકબાદીનો માનપત્ર તેયાર કરી સર જમશેદજીને આવતાંને વાર એનાયત કીધો હતો. હાનરેબલ બેહરાંમજી જીજીભાઇએ તે વાંચી સંભલાવ્યો, જેનો સર જમશેદજીએ ઘટતો જવાબ વાલ્યો હતો.

૩ જામે જમશેદ, તા૦ ૪ થી મેએ ૧૮૭૨.

ઊપલું માનપત્ર કમીટીના તથા બીજા ગ્રહસ્થોનાં એક ડેપ્યુટેશને તા૦ ૬ થી મેએ ૧૮૭૨ ને દીને સવારનાં ૧૧ કલાકે પરેલના સરકારી મેહલમાં લઇ જાઈ નામદાર ગવરનરને એનાયત કીધું, જેમાં જણાવ્યું હતું કે તે નામદારની એક તસવીર પડાવી તે અતરેની કોઇ જાહેર ઇમારતમાં મુકવામાં આવશે, તથા માનની ઇધાંણી દાખલ તે નામદારને એક પીસ ઑફ પલેટ ભેટ આપવામાં આવશે.

૪ એ અનજુમનનાં દફતરમાં નોધવાના ઠેડાવનો પત્ર અતરે સદાબરો ઊતારી લઇએ છીએ.

"આપણી જરતોસતી કોમના એક ખુબીવંતા અકાબર શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ રોજ ૨૫ મો માહા ૭ મો શેહેનશાહી તથા માહા ૮ મો કદમી સને ૧૨૪૧ ઇઅઝદેજરદી, તા૦ ૧૩ મી અપરેલ ૧૮૭૨ અને સનેઊને દીને આ ફાની દુનીઆં છોડીને મીનોઇ જહાંનમાં વાશો લીધોછે, તેવણનાં કુવખતના મરણથી જે ગમગીની અને ભારે ઊદાસી પારસી ટોલામાં ઊપજીછે તે બાબેની જાહેર નોંધ લેવાને તથા એ મરહુમ ગ્રહસથે જે નેકનામી ભરેલી રીતે ધરમનાં કામો કરીઆંછે તે વાસતે એ ગ્રહસથની માન ભરેલી યાદગારી કાએમ રાખવાને આપણ આજદને ભેગા મળીઆ છીએ તે વેળાએ આ સભામાં નોધવાના હેતુથી થોડીએક હકીકત હું જાહેરમાં મેલવા માંગુંછું તે ઊપર તમો બધા સાહેબો એક દીલથી ધીઆન આપશો.

વાસ્તે એ મરહુમ ગ્રહસ્થને લગતી જે હકીકત ધી આનરે-બલ શેઠ બેહરાંમજી જીજીભાઈની તરફથી શેઠ મનચેરજી હોર-

મજજી કામાએ આએ સભામાં વાંચી સંભળાવી તે જરતો-શતી અંજુમનનાં દફતરોમાં નોધાવવી તથા તેની એક નકલ

---

"દીનદાર અને ધરમાતુંઓની યાદગારીની નોધ આવતા જમાનાને એક સારો ધડો આપનારી ગણાયછે, વાસતે મરહુમ શેઠ રૂસતમજીની યાદગારી કાએમ રાખવાથી આપણ જેમ આવતા જમાના સારૂં એક દ્દડો બનાવીએ છીએ તેમજ એ મરહુમ ગરહસથની લાએકીને ઇનસાફ આપી ખોદાના ગુજર પામેલા એક ભલા બંદા તરફ આપણ ફરજ અદા કરીએછે. મરહુમ શેઠ રૂસતમજી જેવા દીનદાર તેવાજ ધરમી હતા તથા જેવા માઆલુ તેવાજ પોતાના ટોલાના ખેરખા અને હેતુ દોસત હતા. એ સાહેબે છેક લાંમબી મુદતથી તે તેવણની હઈઆતીની છેલી ઘડી સુધી જરતોસતી અનજુમનને લગતાં ધરમના કામો પાછલ તારીફ લાએક દીલશોજી બતાવી હતી તથા જરતોસતી અનજુમનના ધરમ ખાતાંઓના ફંડના એક તરસટી તરીકે કીમતી મસલેહત અને સલાહ આપી પોતાના ટોલાં તરફ વખાણવા લાએક મમતા દેખાડી હતી.

"શને ૧૮૬૦ ઇસવીની આગમજ જરતોસતીઓમાં રવાનંને અતલમંજલ પોહોચાડનારા નશેશલાર તથા ખાંદી-આ . ા સંબંધી ગોઠવણ ઘણીજ અધુરી બલકે નાપાએદાર હતી. જેથી ગરીબ અને વચલે વાધેના જરતોસતીઓને ગમીના વખતમાં ભારે અડચણ સાથે ઘણું દુઃખ શોસવું પડતું હતું. અને તે વેલાના નશેસલારો તથા ખાંદીઆઓ પોતાને મનગમતાં દામ જુલમાત ભરેલી રીતે કઢાવવા સારૂં ગમીમાં ગીરફતાર થાએલા જરતોસતીઓને બેહદ સતાવતા હતા. તે સંધા દુખનું નીવારન કરવામાં મરહુમ શેઠ રૂસ-તમજી મુખીય મદદગાર હતા. સને ૧૮૬૦ માં નશેસલારો અને ખાંદીઆઓને પારસીની પંચાએતના પગારદાર માણસો તરીકે રાખીઆ હતા તથા પાછલથી નશેસલાર અને ખાંદીઆ-ઓનું એક અલાહેદું ફંડ સથાપીઊં હતું. જેમાં એ મર-હુમ શેઠે પોતે મોહોટી રકમની સખાવત કરી હતી, અને જે ફંડ આજે સારી હાલતમાં અનજુમનના ધરમખાતાંના તરસ-ટીઓને હસતક પારસી ટોલાંને ઘણીજ સગવડ કરનારી સેવા બજાવેછે.

"જરતોસતીઓને લગતાં ધરમનાં કામો એ દીનસુસત ગરહસથે પોતાની હઈઆતીમાં ઘણી એક રીતે લાએક અને મુસતકીમ પાયાના કરીઆછે તેમા જરતોસતીઓના અથોર-નાનોને જરતોસતી દીનનો ઇલમ હાંસલ કરવાને સવલ પડે એવી રીતની પેહેલવી અને જંદ મદરેશાનું ઊપીયોગી ખાતું જે "નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારો-નેટની યાદગારીને માટે ઊભી કીધેલી જરતોસતી મદરેસા" ને નામે જરતોસતી અનજુમનના તરસટી સાહેબો હસતક ચાલુછે અને જેનાં બામદાદના કીરન જરતોસતી અથોરના-નોની હાલતમાં ફેરફાર કરનારાં પારસી ટોલાંમાં પરકાશતાં માલમ પડેછે.

"ઊપર જણાવેલાં બે મુખ્ય ખાતાં સથાપીને એ જીનત-ગુજન ગરહસથે જરતોસતીઓને ઘણી સારી સગવડ કરી આપીછે તે બાબેનોજ ઊપકાર માનવાને તેમની યાદગારી કાએમ રાખવાનું કામ આપનાથી સારા પાએઆ ઊપર પાર પહોંચે તો નેકજાં અને દીન દોસત જરતોસતીઓને મોહોટો સંનતોશ મળવાનો.

"મરહુમ શેઠ રૂસતમજી પોતાના સખાવતે બાહાદુર પીતા મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની પેઠે જાતનાતનો ફરક રાખીયા વગર પોતાની સખાવતોનો દસત લંબાવતા હતા, જેમ દરેક સાચા ધરમીને હાતે થવુંજ જોઈએ. જેમ જરતોસતીઓમાં કેળવણીનાં, દીન ધરમનાં અને બીજી સગ-વડનાં કામો ઊઠાવીને પાર પાડવાની એ બેહેશતનશીન ગરહ-સથમાં દીલશોજી હતી, તેમજ ઘણાએક પરગનીઆતના લોકોમાં તેઓએ પરમારથી પનાના દાખલા જાહેર કરીઆછે. મુંબઈ, વલસાડ, નવસારી અને દમનમાં સરકાર હસતક સારા પાએઆ ઊપર એ મરહુમ ગરહસથે ઊંઘડાવેલી અંગ્રેજી ઇસકોલો તથા એજ શેહેરો અને ગામો ખાતે દરદીઓના ઇલાજ તથા દવા દારૂ સારૂં કરેલી સખાવત એ દાખલા તરીકે મોજુદછે. તેમજ યુરોપ અને હીંદુસથાન ખાતે દુકાલના વખતમાં એ નેક ગરહસથે દેખાડેલું સખી દીલ સરવેને રોશન છે, તથા ઇંગલાંડ ખાતેની જુદાં જુદાં દરદોની હાસ-પીતાલ પણ એ દયાળુ દીલનાં ગરહસથની સખાવતથી બાકી રહી નથી, એ નોધવું સંતોશભરેલુંછે. ગરીબ મુસાફરોના ફાયદા સારૂ ધરમશાલાઓ અને તરસીઆઓ સારૂ તળાવ તથા કુવાઓ બંનધાવવાનું માહા ધરમી કાંમ એ મરહુમ ગરહસથને હાથથી બાકી રહ્યું નથી. એ સાથે કેલવણીનાં કામોમાં બે તરણ નોધ જાણવા લાએકનીછે. એ મરહુમ ગ્રહસ્થના પીતાએ સથાપન કરેલી "સર જમશેદજી જીજી-ભાઈ પારસી બેનીવોલેંટ ઇનસટીટીઊશનમાં" ઇસકાલર શીપ ખાસ રીતે સથાપીછે તથા "સર જમશેદજી ઇસકુલ આવ આરટસ એંડ ઇનડસતરી" મજબુત પાએઆ ઊપર મેલવાને પોતાની તરફની સારી રકમ આપી સંતોશ પામી-આછે, તેમજ હીંદુસથાનના દેશીઓ ઇંગલાંડ જઈ બારી-સટરોની કેળવણી લેઈ આવવાને સામરથવાન થાએ એવો મારગ એજ બેહેશત મુકાંમ વસેલા ગરહસથે કરીઓછે.

"આવાં આવાં કાંમો પાછલ બેહેશતબેહેરે શેઠ રૂસત-મજી જમશેદજી જીજીભાઈએ સેંકડો, હજારો બલકે લખો રૂપીઆ ખરચીઆછે, પોતાની દીનનું દરદ સદા હઈડાંમાં રાખી દીનનો બનચાવ કરીઓછે, પોતાના ટોલા ઊપર ખરૂં હેત રાખી પારસી ટોલામાં કેલવણીનાં અને ખરી ખેરખાઇનાં કાંમો કરીઆછે તથા ઇનસાન માતરના ભલા દોસત તરીકે દુખ અને આફત તથા સંકટની વેલાએ તેવાં ઇનસાનો તરફ પોતાનો સખી દસત લંબાવીઓછે, એવાં જે કાંમો એક ટોલાનો એક અકાબર કરે તેથી ફીરકાને માન અને જેબ મલેછે, અને એવાં જેના હાથથી કાંમ થયાંછે તેની યાદગારી ચંદરોકાલ સુધી કાએમ રાખવાને તેવા ટોલાના નેક લોકોને સજાવાર છે, વાસતે જે કારણસર આપણ આજ દીને અતરે સઘલા ભેગા મલીઆ છીએ તે કામમાં આપણે એકમતથી અને એકદીલથી ઠરાવો કરવા જોઈએ એટલું આએ ખતમ કરતાં મારૂં ચાહવું છે."

એ મરહુમ સાહેબના ભાઈઓ આનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ. તથા શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈ ઉપર મોકલી આપવી."[૧]

શેઠ નાનાભાઈ બેહરામજી જીજીભાઈએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોરમજજી બહમનજી વાડીઆએ ટેકો આપ્યો કે—"મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ પોતાની હઈઆતીમાં જે નેકનામીનાં ધરમાઉ કામો કરીઆંછે તે કામોની પીછાનત આએ સભા પુરતી રીતે કરીને એ મરહુમ આકાબર તરફ માનની લાગણી દેખાડવા તેમની યાદગારી કાએમ રાખવી સજાવાર ગણેછે. વાસ્તે એ કામ માટે કુલે જરતોશતીઓમાં એક ફંડ ઉભું કરવું અને તે ફંડ માટે ઉઘરાંણાંની ટીપ આએ સભાની તરફથી અતરે તથા દેશાવરોમાં ફરતી કરવી અને જે નાણું વસુલ થાય તે નવી મુંબઈ બેંકમાં રાખવું."

શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ દરખાસ્ત કીધી અને તેને શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે ટેકો આપ્યો કે—"આ સભાની તરફથી એ કામસર નીચલા ગ્રહસ્થોની એક કમીટી નેમવી અને તે કમીટીને પોતાની સાથે બીજા મેમબરો વધારવાની તથા પોતાના શેકરેટરી તથા ખજાનચી ઠેરાવવાની સતા આપવી, તે સાથે ફંડ એકઠું થયા પછી એ મરહુમ ગ્રહસ્થની યાદગારી કેવી રીતે રાખવી તે માટે એ કમીટીને બંદોબસ્ત કરવાનો પુર અખતીઆર આપવો તથા તેઓએ એ ફંડના સંબંધમાં કરેલું કામ સમાપ્ત કરવા પછે એ કામનો સર્વે હીસાબ વરતમાન પત્રોની મારફતે જાહેર કરવો :—શેઠો ફરામજી નશરવાંનજી પટેલ, હાનરેબલ બેહરામજી જીજીભાઈ, કાવશજી જાંહગીરજી રેડીમની, સી. એસ. આઈ; દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ, હોરમજજી બહમનજી વાડીઆ, મનચેરજી હોરમજજી કામાજી, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરવાંનજી ફરામજી પાંડે, હીરજીભાઈ હોરમજજી શેઠના, અરદેશર ખરશેદજી દાદીશેઠ, મનચેરજી ફરામજી કામાજી, નશરવાંનજી માણેકજી પીટીટ, ડોસાભાઈ ફરામજી કરાકા, નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, દાદાભાઈ રૂસતમજી બનાજી, ધનજીભાઈ ખરશેદજી સરાફ, દાદાભાઈ હોરમજજી કામાજી, મનચેરજી નવરોજજી બનાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, દસ્તુર જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના, દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા, દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજાના, દસ્તુર ફરામજી બેજનજી, પેશતનજી હોરમજજી કામાજી, ધનજીભાઈ ફરામજી પટેલ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, શોરાબજી પેશતનજી ફરામજી, નશરવાંનજી બહમનજી મોદી, શોરાબજી શાપુરજી બંગાલી, ડોશાભાઈ હોરમજજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, અરદેસર ફરામજી મુસ, દોરાબજી ફરામજી પાંડે, નવરોજજી ફરદુનજી, હીરજીભાઈ જાંહગીરજી રેડીમની, બેહરામજી દાદાભાઈ રેજીસ્ત્રાર, હોરમજજી અરદેશર ધનજીભાઈ વાડીઆ, બહમનજી ફરામજી કામાજી, માણેકજી એદલજી આલબલેસ, હોમજી ખરશેદજી દાદીશેઠ, નવરોજજી માણેકજી વાડીઆ, પેશતનજી જાંહગીરજી તારાચંદ, જાંહગીરજી ફરામજી જશાંવાલા, ભીમજી નવરોજજી બનાજી, ડાકટર કાવશજી હોરમજજી, એદલજી બહમનજી મારીસ, મેહરવાંનજી માણેકજી શેઠના, શોરાબજી નવરોજજી વાડીઆ, અરદેશર ડોશાભાઈ મુનશી, મેહરજીભાઈ બાપુજી વીકાજી, ડાકટર ડોશાભાઈ બેજનજી, ભીમજી માણેકજી બનાજી, નવરોજજી અરદેશર દાવર, કુવરજી રૂસતમજી મોદી, ખરશેદજી કાવશજી આશબરનર, પેશતનજી નવરોજજી પોંહચા, મનચેરજી બહમનજી પંથકી, પેશતનજી પાલણજી માકાબચાના, દાદાભાઈ રૂસતમજી અપુ, એદલજી રૂસતમજી રીપોરટર, દારાશાહ ધનજીશાહ કપટાંન, ખરશેદજી રૂસતમજી કામાજી, દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, મનચેરજી પેશતનજી વાડીઆ."

શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ દરખાસ્ત કીધી અને તેને શેઠ હોમજી ખરશેદજી દાદીશેઠે ટેકો આપ્યો કે—"મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગારી કાએમ રાખવાને શરૂઆતનાં કામમાં પેહલવેહલાં શેઠ ફરામજી નશરવાંનજી પટેલ તથા આનરેબલ બેહરામજી જીજીભાઈએ નેક દીલથી મેહેનત લીધી માટે તેમનો આએ સભાએ ઉપકાર માનવો."

એ બાદ સરનશીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થાઈ હતી.[૨]

---

૧ ઉપલા ઠેરાવમાં જણાવ્યા મુજબનો દીલાસા પત્ર મરહુમ શેઠ રૂસતમજીના બંધે ભાઈ સાહેબો હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ. અને શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈ ઉપર તા૰ ૩૧ મી મેએ ૧૮૭૨ ને દીને કમીટીના શેક્રેટરીઓ શેઠો અરદેસર ફરામજી મુસ અને કુવરજી રૂસતમજી મોદીની શહી સાથે મોકલવામાં આવ્યો હતો, અને જેનો તેઓએ તા૰ ૪ થી તથા ૧૯ મી જુન ૧૮૭૨ ને દીને જવાબ લખી જરથોસતી અનજુમનનો ઉપકાર માનીયો હતો.

૨ એ કમીટીએ પોતાના શેક્રેટરીઓ તરીકે શેઠો અરદેશર ફરામજી મુસ અને કુવરજી રૂસતમજી મોદીને નેમ્યા હતા, તથા પોતાની સંખીઆમાં નીચલા ગ્રહસ્થોનો વધારો કીધો હતો.

શેઠો ફરામજી ધનજીભાઈ બાટલીવાલા, માણેકજી જામાસપજી કાકા, પેશતનજી હોરમજજી સંતોક, નશરવાંનજી બેહરામજી શેકરેટરી, કુવરજી શોરાબજી નાજર, ધનજીભાઈ મેહરવાંનજી જીજીભાઈ, દાદાભાઈ બહમનજી જીજીભાઈ, દીનશાહજી દાદાભાઈ ગાંધી, રતનજી બહમનજી દુબાશ, હોરમજજી નવરોજજી સકલાતવાલા, અરદેશર ખરશેદજી ફરદુનજી પારખ, ભીમજીભાઈ જમશેદજી બાટલીબોઈ.

ઉપલી કમીટીએ પ્રથમમાં મરહુમ શેઠ રૂસતમજીની યાદગારીનાં ફંડમાં નાણું ભરાવવાને મુંબઈ તથા દેશાવરો ખાતે ઉઘરાંણાંની ટીપ ફરતી કીધી હતી, જેમાં રૂ૨૭૧૩૯—૧૪—૪ ભરાયા હતા, જે પૈકીના રૂ૨૧૧૯૦પા નીચે મુજબ મુંબઈમાં ભરાયા હતા :—

### તા૦ ૯ મી મેએ.

મુંબઇની સરકારી ગોદીમાં અતરેની હારબર એંડ પાઇલટેજ બોરડને માટે બારાંની બાહેર રોશની બતાવનારૂં "બોરબે" નામનું એક નવું વાહાણ પાણીમાં ઊતારવાની ક્રિઆ આજ દીને કસટમના કમીશનર મી૦ રીડની બેટીએ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. મી૦ રીડે એક ભાષાણ કરી એ બારકસ બાંધનાર સરકારી ગોદીના માસટર બીલડર શેઠ જમશેદજી ધનજીભાઇ વાડીઆના હુનરની સ્તુતી કરી તેમને એક રૂપાંના કપ કે બોરડે ઇંગલાંડથી મંગાવ્યોછે તે આવી પુગયેથી બેટ આપવામાં આવશે એમ જાહેર કીધું હતું. એ પછી રીફ્રેશમેંટ લઇ મેલાવડો બરખાસ્ત થયો હતો.[1]

### તા૦ ૯ મી મેએ.

નાંમે હેદરાબાદના મીલ શુપરીંટેંડંટ શેઠ કાવસજી નશરવાંનજીને તેમની કીમતી નોકરીઓ માટે હિંદુસ્થાંનની સરકારે "ખાંનબાહદુર" ના એતાબ આપ્યો હતા.

---

(રૂ૫૦૦) સર કાવસજી જાંહગીર રેડીમની, નાઇટ, સી. એસ. આઇ; જાંહગીર જીવણજી રેડીમની, બેહરાંમજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, અરદેશર હોરમજજી વાડીઆ. (રૂ૩૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, નશરવાંનજી માણેકજી પીટીટ, હોરમજજી મોટાભાઇ બીલીમોરીઆ દલાલ, માણેકબાઇ તથા મોટલાંબાઇ વાડીઆ. (રૂ૨૫૦) મેહરવાંનજી ફરાંમજી પાંડે, હોરમજજી તથા જમશેદજી બહમનજી વાડીઆ. (રૂ૨૦૦) હીરજીભાઇ જાંહગીરજી રેડીમની, મનચેરજી હોરમજજી કામાજી, દાદાભાઇ હોરમજજી કામાજી, એદલજી ફરાંમજી (આલબલેસ) ની કું૦, બેહરાંમજી નશરવાંનજી સોરવાઇ, શોરાબજી નવરોજજી વાડીઆ, મનચેરજી બહમનજી પંથકી, એક જરતોશતી દોસત, શોરાબજી શાપુરજી બંગાલી, જમશેદજી દોરાબજી (નાએગાંમવાલા) ની કું૦, (રૂ૧૫૧) હીરજીભાઇ તથા ફરાંમજી હોરમજજી શેઠના. (રૂ૧૫૦) દસ્તુર પેશોતનજી બેહરાંમજી સંજાણા. (રૂ૧૨૫) નશરવાંનજી બહમનજી મોદી તથા છોકરાઓ, નશરવાંનજી બેહરાંમજી શેકરેટરી, એક જરતોશતી શેવક. (રૂ૧૦૦) જીવણજી હીરજીભાઇ રેડીમની, મનચેરજી હીરજીભાઇ રેડીમની, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, સાકરબાઇ ધણી દીનશાહજી માણેકજી પીટીટ, કાવશજી દીનશાહજી પીટીટ, ફરાંમજી દીનશાહજી પીટીટ, બહમનજી દીનશાહજી પીટીટ, દીનબાઇ ધણી નશરવાંનજી માણેકજી પીટીટ, જમશેદજી નશરવાંનજી પીટીટ, આવાંબાઇ નશરવાંનજી પીટીટ, હીરાંબાઇ ધણી મેહરવાંનજી ફરાંમજી પાંડે, દોરાબજી ફરાંમજી પાંડે, ખરશેદજી નવરોજજી વાડીઆ, ડોશાભાઇ ફરાંમજી કરાકા, રતનજી એદલજી બાટલીવાલા, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, દાદાભાઇ બેજનજી કાતરક, જાંગીરજી ફરાંમજી જશાંવાલા, નવરોજજી જાંગીરજી ગામડીઆ, ખરશેદજી જાંગીરજી તારાચંદ, દારાશાહ તથા રૂસતમજી ધનજીશાહ કપટાંન, માણેકજી શાપુરજી, તેહમુલજી જમશેદજી દેસાઇ, મરહુમ દાદાભાઇ શાપુરજી ખાંનસાહેબને નામે, મરહુમ કાવશજી ધનજીભાઇ પાંઊવાલાને નામે, ડોશાભાઇ ધનજીભાઇ દીનશાહ સુરતી, રૂસતમજી દાદાભાઇ કામાજી, ખરશેદજી કાવશજી આશબરનરના છોકરાઓ (રૂ૧૧૪૨૯ા) રૂ૧૦૦) ની અંદરની રકમ.

એ ઊપરાંત રૂ૫૯૩૪—૬—૪ દેશાવરો ખાતે નીચે મુજબ ભરાયા હતા :—

| | | | |
|---|---|---|---|
| ૧૧૭૪)૬)૪ | હાંગકાંગ. | ૧૧૫) | વલસાડ. |
| ૮૫૨) | કલકતા. | ૧૧૧) | અહમદનગર. |
| ૬૭૭ાા | નવસારી. | ૧૧૦) | કલીઆંણી. |
| ૪૫૦) | દમણ તથા ઊદવારા. | ૯૫) | મઊ. |
| ૩૮૫) | સુરત. | ૮૧) | તારાપોર. |
| ૩૬૯) | પુણાં. | ૬૫ાા | ગંદેવી, |
| ૩૪૭) | બીલીમોરા. | ૫૨) | ઇંડોર. |
| ૩૧૯) | કરાંચી. | ૫૧) | વલસાડ. |
| ૨૬૯) | એડન. | ૫૦) | તેહરાંન |
| ૧૬૮) | ભરૂચ. | ૫૦) | દેશાવરથી ગુપે નામે. |
| ૧૧૬) | થાંણા. | ૩૧) | બેલગામ. |

ઊપલા ભરાયલા રૂ૨૭૧૩૯—૧૪—૪ મધેથી ખરચ બાદ કરતાં બાકી વધેલા રૂ૨૬૬૦૦) એ ફંડની કમીટીની તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૭૪ ને દીને મલેલી સભાના ઠેડાવ મુજબ મરહુમ શેઠ રૂસતમજીની યાદગારી રાખવા માટે નીચે મુજબ વાપડયા હતા:—

૧. રૂ૨૦૦૦૦) ની સરકારી નોટ સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટનાં ફંડમાં "મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની યાદગારી કાયમ રાખવાને મુંબઇ તથા દેશાવરના જરતોશતીઓએ ઊભું કરેલું ફંડ" એવાં નામથી જુદું ખાતું પાડી અનામત રાખી તેનું વ્યાજ એ ઇનસ્ટીટયુટના ખરચમાં વાપડવાને તા૦ ૧૬ મી નવેંમબર ૧૮૭૪ ને દીને એ ખાતાંના તરસ્ટીઓ પર મોકલી હતી.

૨ રૂ૫૦૦૦) ની સરકારી નોટ મુંબઇની પારસી પંચાતનાં ફંડમાં "મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ જેવણ રોજ ૨૫ મે અરશેશંગ માહા ૭ મે મેહેર શેહનશાહી સને ૧૨૪૧ યજદેજરદી તા૦ ૧૩ મી એપરેલ ઇશવી સને ૧૮૭૨ ને દીને બેહશતનશીન થયા તેવણની યાદગારી કાયમ રાખવાને મુંબઇ તથા દેશાવરના જરતોશતીઓએ ઊભું કરેલું ફંડ" એવાં નામથી જુદું ખાતું પાડી અનામત રાખી તેનું વ્યાજ તરસ્ટીઓની નજરમાં આવે તેવાં પોતાના હસ્તકનાં ધર્મ ખાતાંઓમાં વાપડવાને તા૦ ૧૬ મી નવેમબર ૧૮૭૪ ને દીને એ ખાતાંના તરસ્ટીઓ પર મોકલી હતી, અને એ ફંડમાં જે જરથોશતી સાહેબો પોતાની ખુશીથી સર અવસરે નાણું ભરે તે લેવા અને તેમાં વધારો કરવાનો બંદોબસ્ત કીધો હતો. (એ ખાતાંમાં વધારો થતાં હાલ તેના છેલ્લા સવંત ૧૯૫૧ સુધીના છપાયલા હીસાબ મુજબ રૂ૭૬૧૪ાાા)ાા ની પુંજીછે.)

૩—રૂ૧૬૦૦) ની રકમ મરહુમ શેઠ રૂસતમજીનું સંગેમરમરનું એક બસ્ટ બનાવી તે ઊપર ધરતો લેખ કોતરાવી સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુટનાં મકાનમાં મુકવાને એ ખાતાંના તરસ્ટીઓને આપ્યા હતા, અને તેઓએ રૂ૯૫૦) ને ખરચે એ બસ્ટ બનાવી ઇ. સ. ૧૮૭૭ ના ડીસેમબર માસમાં એ ઇનસ્ટીટયુટનાં દીવાંનખાંનાંમાં મેલયું હતું.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૦ મી મેએ ૧૮૭૨.

અતરેના સરકારી સેવીંગસ બેંકની કમીટીના એક મેમબર મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની જગોએ નામદાર સરકારે શેઠ શોરાબજી પેશતનજી ફરામજીને નેમ્યા હતા.

ભરૂચ જીલ્લાનાં આમોદ ગામના મામલતદાર શેઠ અરદેશર જમશેદજી દસ્તુર કામદીનનાને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના સબારડીનિટ માજીસ્ત્રેટની સત્તા આપી હતી.[1]

---

તા૦ ૧૦ મી મેએ.

રોજ ૨૨ માહ ૯ (ક૦) ૧૨૪૧ યજદજરદી.

**મરણ**—આ૦ રૂસતમજી દાદાભાઈ બપુ—ઉમર વર્ષ. ૫૭) સુરતવાળા આ૦ દાદાભાઈ ફરામજી બપુના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૪૪ માં સુરતથી અતરે આવી મરહુમ શેઠ કાવશજી બેહરામજી બનાજીવાળાં કદમી આતશબેહરાંમ પરઠવાની ક્રિઆમાં રોકાયા હતા. એ બાદ ઈ૦ સ૦ ૧૮૫૬ થી ફોર્ટ મધે કાવશજી પટેલના મોહલામાં પારસી બાળકોને જંદ અવસ્તા તથા ગુજરાતી શિખાડવાની એક નિશાળ ઉઘાડી તે પોતાનાં મરણ સુધી ચલાવી હતી. એક શિક્ષાગુરૂ તરીકે તે વેળાએ પારસી બાળકોમાં એવણનો ઘણો તહરાસ હતો.

---

તા૦ ૧૦ મી મેએ.

મુંબઈના નવા ઠરેલા ગવરનર નામદાર સર ફીલીપ ઉડહાઉસે આજ દીને અતરેના ટાઉનહાલમાં એક લેવી ભરી હતી. જે વેળાએ નીચલા પારસી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતા—

અરદેશર ખરશેદજી દાદીશેઠ, અરદેશર ડોશાભાઈ મુનશી, અરદેશર ફરામજી મુસ, બહમનજી ખરશેદજી ભાંડુપવાલા, બેહરામજી દાદાભાઈ રેજીસ્ત્રાર, બેહરામજી નશરવાંનજી સીરવાઈ, કાવશજી ખરશેદજી જમશેદજી, કાવશજી દાદી લીમજી, ડાકટર કાવશજી હોરમજજી, કાવશજી માણેકજી લીમજી, ખાંનસાહેબ ખરશેદજી રૂસતમજી થાણેવાલા, કાવશજી ખરશેદજી ભાંડુપવાલા, ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, જાંહગીર માણેકજી ખરશેદજી સરાફ, દાદી માણેકજી લીમજી, દાદી નશરવાંનજી દાદી, ડોશાભાઈ ફરામજી કરાકા, દાદાભાઈ ખરશેદજી ભાંડુપવાલા, દાદાભાઈ ડોશાભાઈ કામાજી, દોરાબજી હોરમજજી ભાંડુપવાલા, ફીરોજશાહ મેહરવાંનજી મેહતા, ફરામજી નાનાભાઈ દાવર, ફરામજી નશરવાંનજી પટેલ, હોરમજજી અરદેશર હોરમજજી વાડીઆ, હોરમજજી બાપુજી વીકાજી, હોરમજજી બહમનજી વાડીઆ, હોરમજજી ખરશેદજી આશબરનર, હોમજી ખરશેદજી દાદી, હોરમજજી અરદેશર સંતોક, જમશેદજી ખરશેદજી જમશેદજી, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઈ; જમશેદજી પાલણજી કાપડીઆ, ડાકટર ફ્રેમશરૂ રૂસતમજી વીકાજી, ખરશેદજી રૂસતમજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, માણેકજી ખરશેદજી જમશેદજી, મનચેરજી નવરોજજી બનાજી, મેહરજીભાઈ બાપુજી વીકાજી, નાનાભાઈ બેહરામજી જીજીભાઈ, નવરોજજી નાનાભાઈ ફરામજી, નશરવાંનજી ચાંદાભાઈ, નવરોજજી માણેકજી વાડીઆ.[2]

---

તા૦ ૧૧ મી મેએ.

આજ દીને અતરેની "શાસુન મીકાનીકસ ઇનસ્ટીટ્યુટ" ની વાર્ષિક સભામાં શેઠ નશરવાંનજી દારાંજી મીરજાને ઇંગ્રેજોનાં દેવલનો સઉથી સરસ પલાંન અને ડીઝાઇન બનાવવા માટે સરનશીન મી૦ થામસ આરમીસ્ટને પોતાને હાથે એક રૂપાંનો ચાંદ ભેટ આપ્યો હતો.[3]

---

તા૦ ૧૨ મી મેએ.

શેઠ મનચેરજી કાવશજી શાપુરજી લંગડાનાએ ફેરદોસી-તુસીનાં શાહનામાંમાં આવેલી તવારીખનો ગુજરાતી બેતોમાં તરજુમો કરી તેનું એક પુસ્તક છુટા ભાગોમાં પ્રગટ કરવા માંડયું હતું.[4] એ પુસ્તક હાનરેબલ બેહરામજી જીજીભાઈને અર્પણ કરવામાં આવ્યું હતું.

---

તા૦ ૧૭ મી મેએ.

શેઠ જાંગીરશાહ એરચશાહ કોહીઆરે ગયે વર્ષ મેલવેલાં મોમ્બે યુનીવરસીટીને લગતાં હોમજી ખરશેદજી પ્રાઇઝ પોએમની "વાસ્કો ડી ગામા" વિષેની ઇંગ્રેજી કવિતા એક ચોપાંનીઆંના આકારમાં છપાવી પ્રગટ કીધી હતી.[5]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૯ મી મેએ ૧૮૭૨.

૨ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૨.

૩ જામે જમશેદ, તા૦ ૧૪ મી મેએ ૧૮૭૨.

૪ "ગુજરાતી શાહનાંમું. પારશી લોકોના પાદશાહો, પેહલવાંનો, અને આગલા નેઆગાંનોની કીરતી તથા કામકાજો, તથા દમાંમ અને જાહોજલાલી, તથા લડાઈઓ અને બીજી તરેહવાર દીલકશ અને વાંચવા લાએક બાબતોનું તવારીખનાંમું, ઘણીએક અગતની બાબતોના ખોલાસા સાથેનું. અસલ શાએર ફીરદોસીતુસીનાં શાહનામાં નામની કેતાબના આધાર ઊપરથી ઊપજાવનાર અથવા ગુજરાતી બેતોમાં તરજુમો કરનાર "મંનસુખ" તે મી૦ મંનચેરજી કાવસજી શાપુરજી. અંક પેહલો. મુંબઇ. યુનિયન પરેસમાં નહાનાભાઇ રૂસતમજી રાંણીનાએ છાપીઊ છે. એપરેલ ૧૮૭૨."

એ પુસ્તક ૯) ભાગોમાં ૧૧૨૭ સફાનું ઈ૦ સ૦ ૧૮૭૪ સુધીમાં અધુરૂં પ્રગટ થયુ છે.

૫ "The Homejee Cursetjee Prize Poem for 1870. Vasco De Gama, By, Jehángirsháh Erachsháh Kohiyar. Bombay: printed at the Education Society's Press, Byculla, 1872."

તા૦ ૨૪ મી મેએ.

આજ દીને નામદાર માહરાંણીની શાલગરેહની ખુશાલીમાં તે નામદાર તરફથી અપાયલા એતાબોમાં મુંબઇના જાણીતા પારસી વ્યાપારી શેઠ કાવશજી જાંગીરજી રેડીમની, સી. એસ. આઇ. ને તેમની સખાવત તથા પરોપકારીપણાંને માટે "નાઇટ હુડ" નો માન ભરેલો એતાબ મલ્યો હતો.[1]

તા૦ ૨૫ મી મેએ.

શેઠ દોરાબજી એદલજી ગીમી, બી. એ. એ ગયે વર્ષ મેલવેલાં બોમ્બે યુનીવરસીટીને લગતાં માણેકજી લીમજી ગોલ્ડ મેડલનાં ઇનામનો "હિંદુસ્થાંનમાં રેલવે દાખલ થવાથી દેશનાં સંસારી તથા વ્યાપાર સંબંધી કામો ઉપર થતી અસર" એ બાબદ ઉપરનો રેસાલો એક પુસ્તકના આકારમાં છપાવી પ્રગટ કીધો હતો.[2]

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૯ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

નવસારી મધે આજ રાત્રે સરેશતા મુગ્લનાં આદરનાં જશનની મીજલસમાં મુંબઇવાલા શેઠ હોરમસજી બરજોરજી કપટાંને નવસારીનાં દોખમાં આગલ જવાનો પાકો રસ્તો તથા પુલ પોતાનાં ફુઇ મરહુમ બાઇ કુવરબાઇ તે મરહુમ શેઠ કાવશજી શાપુરજી કપટાંનનાં વીધવા તથા પોતાનાં ધણીઆંણી બાઇ રતનબાઇનાં પુનને સારૂં બંધાવવાને રૂ૧૨૦૦૦) ની રકમ અંજુમનને આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[3]

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

આજ દીને મરહુમ શેઠ નશરવાંનજી કાવશજી દાવરનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ કાવશજી નાનાભાઇ દાવરે રૂ૬૦૦), બપાઇ બાઇ જરબાઇ તે મરહુમ શેઠ નાનાભાઇ ફ્રરામજી દાવરનાં વીધવાએ રૂ૨૦૦) તથા બીજાં એશાએએ રૂ૪૨૫) મલી રૂ૧૨૨૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૩૦ મા મેએ.

મુંબઇની પોલીસના બીજા માજીસ્ટ્રેટ શેઠ ડોશાભાઇ ફરામજી કરાકાને નામદાર સરકારે ૧૮૭૨ ના ૮ મા કાએદા પ્રમાણે મુંબઇના ઇનકમ ટાક્ષના કલેક્ટર નેમ્યા હતા.[5]

તા૦ ૩૧ મી મે.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૪૧ યજદેજરદી.

**મરણ**—ધનજીભાઇ કાવશજી શેઠના[6]—ઉમર વર્ષ ૩૭) પુણાંવાલા ખાંનબાહદુર અરદેશર શેઠ ખરશેદજી મુનસફના ચોથા દીકરા. એવણ પોતાના મામા શેઠ કાવશજી નશરવાંનજી બેહરાંમદાદાના પાલક થયલા હોવાથી તેમનાં નામ સાથે ઓળખાતા હતા. પોતાની નાહની વયથી એઓ સરકારી નોકરીમાં રહયા હતા, અને ઇ૦ સ૦ ૧૮૫૬ થી અહમદનગર જીલ્લાનાં પારોડા તથા યવલા તાલુકાઓના ફોજદાર હતા. એ દરમેઆંન તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૮ ને દીને મુંડવાર તાલુકામાં ભીલ લોકોનાં હુલ્લડ વખતે ભર ગોલીઓના મારામાંથી હીમત કરીને એક યુરોપ્યન અમલદારનો જીવ બંચાવ્યો હતો.[7] એ બાદ એઓ

---

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૬ થી જુન ૧૮૭૨.

૨ "The Manockjee Limjee Gold Medal Essay for 1870. The Social and Economic effects of the Introduction of Railways into India. By, Dorabji Edalji Gimi, B.A. Bombay: Printed at the Education Society's Press, Byculla, 1872.

૩ જામે જમશેદ, તા૦ ૧૦ અને ૧૪ મી નવેમબર ૧૮૭૨.

૪ જામે જમશેદ, તા૦ ૪ થી જુન ૧૮૭૨.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૨.

ઇનકમ ટાક્ષનો એ કર ૧૮૭૩ ના આપરેલ માસથી કાઢી નાખવામાં આવ્યાથી શેઠ ડોશાભાઇએ પોતાનો એ કર ઊઘરાવવા બાબેનો છેલ્લો રીપોરટ જે તા૦ ૧૪ મી જુન ૧૮૭૩ ને દીને નામદાર સરકાર ઊપર મોકલ્યો હતો, તેના છેલ્લા ફકરામાં લખ્યું હતું કેઃ—

The income tax is abolished, and with it my office of Collector ceases. I therefore, hope to be pardoned for saying in this my final report, that in discharging the peculiarly delicate, responsible, and arduous duties of Collector of license tax, certificate tax, and income tax during the last six years, my great anxiety has been to act conscientiously and justly both by the Government and the tax payers, and I would respectfully leave it to Government to determine to what extent I have succeeded in this respect.

આ ઊપરથી નામદાર સરકારે પોતાના તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૭૩ ના ઠેડાવમાં પ્રસિદ્ધ કીધું હતું કેઃ—

It now only remains for His Excellency in Council to record his sense of the zeal, tact, and efficiency with which Mr. Dosabhoy Framjee has carried out the difficult task entrusted to him for the last six years. Mr. Dosabhoy's services have been frequenty noticed, and Mr Dosabhoy is to be congratulated on the marked success which has always attended his labours.

૬ શેઠ રૂસતમજી ધનજીભાઇ શેઠના, બી. એ., એલ. એલ. બી. બારીસટર અને કાવશજી બેજનજી શેઠના, બી. એ., એલ. એલ. બી. વકીલ [એઓ પોતાના કાકા મરહુમ શેઠ બેજનજી અરદેશર શેઠનાના પાલક થયલા હોવાથી તેમનાં નામ સાથે ઓળખાએછે] ના બાવા.

૭ આ એમની હીમત તથા બાહદુરી માટે ૨૬ મી દેશી પલટણના કમાનડીંગ આફીસર કપટાંન ચેમબરલેન તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને લખેછે કેઃ—

તા૦ ૫ મી ફેબરવારી.

શેઠ ધનજીભાઈ હોરમસજી બતીવાલા (વાડીઆ) એ જાણીતી અંગ્રેજી કેતાબ ગુલીવરની મુસાફરીના ૨ જા ભાગ (બ્રોબડિંગનેગના રાક્ષસો) ના ગુજરાતી તરજુમાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તક એવણે પોતાના શિષ્ય શેઠ હોરમસજી અરદેશર હોરમસજી વાડીઆને અર્પણ કીધું હતું.

---

તા૦ ૭ મી ફેબરવારી.

રોજ ૨૦ માહ ૫ (શેં૦) ૧૨૪૨ યજદેજરદી.

નવસારીથી આસરે બાવીશ કોશ ઉપર આવેલાં પાનકવાડી નામે ગામમાં ધનબાઈજી તે રૂસતમજી નવરોજજી બાપની નામના પારસીની ધણીઆંણીનું આજ રાત્રે ચીસ તોલ વતે કોઈએ ખુન કીધું હતું.[૨]

---

તા૦ ૧૨ મી ફેબરવારી.

મુંબઈની પારસી સ્માલ કાઝીસ ઓફીસના કોરટના કલાર્ક શેઠ ફરામજી રૂસતમજી વીકાજી, બી. એ; એલ. એલ. બી. એ મુંબઈ મધે હાઈ કોરટના આડવોકેટ (બારીસ્ટર)ની પરીક્ષા ફતેહમંદીથી પસાર કીધી હતી.[૩]

---

તા૦ ૧૪ મી ફેબરવારી.

મુંબઈની હાઈ કોરટના એક સોલીસીટર પેશતનજી દીનશાહ તથા સખારામ રાઘોબા નામના એક દલાલને અત-રેના પોરટુગીજ રેહવાસી મી૦ નીકોલસ ડીગા અને તેની બાયડી રોઝ મેરી ડીગાનાં જાદુ અથવા છલમથી ખુન કરા-વવાની કોશેશ કરવા માટે અપરાધીઓની છાંડણ કરનારી શેશનમાં નામદાર જસટીસ ગ્રીન અને ખાસ જુરીની હજુરમાં ઊભા કીધા હતા. એ મુકદમાની કેફીઅત એમ છે કે મજકુર પેશતનજી દીનશાહ તથા એન પેનલ નામની એક પોરટુગીજ બાઈ મરનાર હેનરી સ્ટીવનસ, એની સ્ટીવનસ અને એલાઇઝા ફીલીપસની અશકેઆમતનાં એક્ષીક્યુટરસ હતાં, અને તે અશકેઆમત મધેથી મજકુર બાઈ રોઝ મેરી ડીગાને વારસો તથા સ્થાવર મીલકત મલવાની હતી. તે મેલવવાને એ બાઈ તથા તેણીના ખાવંદ મજકુર નીકો લસ ડીગાએ ફરીઆદ માંડી હતી, અને તે દરમેઆંન મજકુર ઇસ્ટેટને લગતી કાંહની અશકેઆમત વાપડતાં પેશ-તનજી દીનશાહ તથા તેવણની સાથની એક્ષીક્યુટરીક્ષને અટકાવવાનું હોકમનામું હાઈ કોરટમાંથી મેલવ્યું હતું. પણ તે પછી બંને બોરડુવાલાઓ એક માસની મુદત (તા૦ ૭ મી જાનેવારી ૧૮૭૩ સુધી) માં ઉપલા હકદારોને ચોકસ રકમ તથા મજગાંમમાંની એક મીલકતનો કબજો આપવાની સમ-જુતીપર આવ્યા હતા. એ એક માસ વીતે તેની આગમજ મજકુર પેશતનજી દીનશાહ તથા સખારામે ઉપલાં બંને ધણીઘણીઆંની મી૦ નીકોલસ ડીગા તથા રોઝ મેરી ડીગાને જાદુથી મારી નાખવાનો ખેઆલ કીધો, અને અલીમહમદ તઇયબઅલી નામનો એક હોરો કે જે ચોરીના વાંકસર ૧૮ માસ કેદખાંને જઈ આવ્યો હતો તેની મારફતે ખાકી-શાહ નામના એક ફકીરને શોધી કાઢયો, અને તેને ત્યાં તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૭૨ ની રાત્રે બન્નેઓ માથે ગયા. ઉપલા હોરાએ એ બાબદની ખબર પોલીસને આગ-મજથી આપવાથી પોલીસના આકટીંગ ડેપ્યુટી કમીશનર મી૦ આર. એચ. વીનસેંટ, શુપરીંટેંડંટ મી૦ મીલસ, તથા ડીટેકટીવ ખાતાંના બે અમલદારો કામાઠીપરાનાં બિજી ગલીમાં ઉપલા ફકીરનાં ઘરના એક ઓરડામાં ભરાઈ બેઠા, અને એક કામરાંની ફાટમાંથી તેઓ વચ્ચે થાયલી વાતચીત સાંભલી. પેશતનજી તથા સખારામે ફકીરને કહ્યું કે તેઓ બે શખસો જેઓ પેશતનજી શેઠને હેરાન કરે છે, તેમને જાદુ અથવા છલમથી મારી નખાવવા માંગે છે. તેઓ ખ્રીસતી છે, અને તેમનાં નામ નીકોલસ ડીગા તથા રોઝ મેરી ડીગા છે. તેઓ બીમાર પડે તે દીને રૂ૫૦૦) અને મરણ પામે તે દીને રૂ૨૦૦૦) તે ફકીરને આપવા જણાવ્યા હતા. પોલીસે એ સઘળું સાંભલયા પછી માજીસ્ટ્રેટ પાસેથી વારંટ મેલવી તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૭૨ ને દીને પેશતનજી તથા સખારામને પકડયા હતા. એ મુકદમો બે દીવસ સુધી શેશ-નસમાં ચાલ્યો હતો, જે દરમેઆંન બંધવાઓના બારીસ્ટ-રોએ મજબુતીથી બંચાવ કીધો કે જાદુ અથવા છલમથી ખુન કરવું એ કાંઈ કાએદાથી મનાય નહિં, તોપણ જુરીએ બંને બંધવાઓને એકમતે અપરાધી ઠેરાવ્યાથી નામદાર જડજે આજ દીને તે બંનેને સાત સાત વર્ષનાં સખ્ત કેદખાંનાંની સજા કીધી હતી.[૪] પેશતનજી પારસી કોમમાં પેહલવેહલો

---

૧ "બ્રોબડિંગનેગના રાક્ષસો, એટલે બ્રોબડિંગનેગ નામનાં રાક્ષસી માણસોના દેશમાં ગલિવર નામના પુરૂષે કીધેલી મુસાફરી. અંગ્રેજી ઊપરથી તરજુમો કરનાર, ધનજી-ભાઈ હોરમસજી બતીવાલા. મુંબઈ મધે, ફોર્ટ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યોછે. ઈ૦ સ૦ ૧૮૭૩."

૨ મુંબઈ સમાચાર, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૭૩.

૩ ટાઈમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૭૩.

૪ ટાઈમસ ઑફ ઇંડીઆ, તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૭૩.

એ પછી બંને બંધવાઓ તરફથી ઊપલા મુકદમા વેળાએ નામદાર જડજે જુરીને ચારજ આપતી વેળાએ કરેલાં ભાષા-ણમાં ફકત ખુન કરવાની કોશેશ તેજ; શા ઊપાયથી ખુન કીધું તે ધીઆંનમાં લીધા વના અપરાધ ગણાવાને બસ છે, એમ સમજાવેલું તથા તે નામદારે સમજાવેલી બીજી ધારા સંબંધી પાંઇંટો ઊપર વાંધા ઊઠાવી તે બાબેની તકરાર નામ-દાર ચીફ જસટીસ સર માઇકલ વેસ્ટ્રાપ, તથા જડજો સર ચારલસ સારજંટ, ગીબસ, મેલવીલ, અને બેલી મલી પાંચ જડજોનાં ફુલ બેંચ હજુર બે આખા દીવસ ચાલી હતી, અને જેનો તા૦ ૨૮ મી મારચ ૧૮૭૩ ને દીને નામદાર

સોલીશીટર થયલો તથા એક ચંચલ જવાન અને ફતેહમંદ વકીલ હોવાથી તે આવા બુરા લબમાં પડી આ ફેજે પોહચ્યો તે માટે સર્વને દલગીરી ઉપજી હતી.

---

### તા૦ ૧૫ મી ફેબ્રુવારી.

મુંબઇ મધે વિક્ટોરીયા એંડ આલબરટ મ્યુઝીયમમાં વિદ્યા હુનર તથા કારીગરીની જીનસોનું એક મોટું પ્રદર્શન આજ દીને નામદાર ગવરનર સર ફીલીપ વોડ હાઉસે ખોલ્લું મુકવાની ક્રિઆ કીધી હતી. એ પ્રદર્શનમાં નીચલા પારસી ગ્રહસ્થોને ઇનામો મલ્યાં હતાં:—

શેઠ જમશેદજી ધનજીભાઈ વાડીઆને વાહણો તથા બોટોના મોડલો તથા લાકડાંના સરસ સંગ્રહને માટે પેહલા વર્ગના બે રૂપાંના ચાંદો; મેશરસ નવરોજજી શાપુરજી (કેબીનેટ મેકર)ની કુંપનીને સરસ ફરનીચર માટે, તથા શેઠ બરજોરજી નવરોજજી તાતા (સર જ. જી. સ્કુલ ઑફ આર્ટસ વાલા) ને સોભાયમાન લોખંડકામ માટે બીજા વર્ગના રૂપાંના ચાંદો; બાઇ આવાંબાઇ તે ડાક્ટર બરજોરજી દોરાબજી કોપરનાં ધણીઆંનીને ઑઇલ પેનટીંગનાં સરસ ચિત્રોના સંગ્રહ માટે, શેઠ ડોસાભાઈ ફરામજી કામાજીને અમેરીકાનાં એક સરસ ચિત્ર માટે, તથા ઓનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, સી. એસ. આઇ. ને એડીસનાં સરસ ફોતોગ્રાફો માટે કાંસાના ચાંદો.[૧]

---

### તા૦ ૨૦ મી ફેબ્રુવારી.

શેઠ દાદાભાઈ હીરજીભાઈ પટેલે "અવસ્તા અને જંદ શબ્દોના અર્થો" એ બાબદ ઉપર ગુજરાતીમાં એક ચોપાનયું રચી પ્રગટ કીધું હતું.[૨]

---

### તા૦ ૨૬ મી ફેબ્રુવારી.

અતરેની હાઇડ્રૉલીક પ્રેસ કું૦ના ઇજનેર શેઠ બહમનજી ફરામજી વારડને "કમબાઇન હારીઝોનટલ સ્ક્રુ અને વરટીકલ હાઇડ્રૉલીક કોટન પ્રેસ" ની પોતે કરેલી શોધ માટે હિંદુસ્થાંનની સરકાર તરફથી પેટંટ મેલવવાને અરજ કીધી હતી.[૩]

---

### તા૦ ૨૭ મી ફેબ્રુવારી.

રોજ ૧૦ માહ ૬ (શે૦) ૧૨૪૨ યજદજરદી.

**મરણ**—મેહરવાંનજી માણેકજી શેઠના—ઉમર વર્ષ ૫૦) શેઠ માણેકજી મેહરવાંનજી શેઠનાના વડા દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૪૫ થી અતરેની મેશરસ ઇવિરટ લાયામની પેહડીમાં રહેલા હતા. ગણિતમાં વધારે ખબરદાર હોવાથી એવણે ઈ૦ સ૦ ૧૮૫૮ માં ઇંગ્રેજી ભાષામાં વ્યાજ ગણવાના કોઠાઓનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું. ઈ૦ સ૦ ૧૮૫૮ થી તે ૧૮૬૦ સુધી એવણ જરતોસ્તી છોકરીઓની નિશાલ મંડલીની મજગાંમની નિશાલના ઓનરરી ઉપરી હતા. ૧૮૬૨ માં સુરત મધે રૂસ્તમપરામાં વસનારા નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદો તથા તેઓને લગતા બેહદીનોનાં રવાંનોને અવલમંજલ પોહચાડવાનું ફંડ ઉભું થયું ત્યારથી તેના એક તરસ્ટી હતા. એજ સાલથી અતરેની અલેકજાંડરા પ્રેસ કું૦ના એવણ એક ડાએરેક્ટર નેમાયા હતા. ૧૮૬૩ માં શેઠ મનચેરજી કાવસજી લંગડાના અથવા મનસુખે પ્રગટ કરેલાં ગંજનામાંનાં પુસ્તકના છેલ્લા ભાગમાં સફે ૭૮૯ થી તે ૯૬૬ સુધીમાં "પ્રીનસ આલબરટ" નાં મથાલાં હેઠલ આપેલી બીનાનો શુદ્ધ ઇંગ્રેજી સારી એબારતથી કવિતાનીજ રૂપમાં તરજુમો કરનારને રૂ૧૫૦૦) નું ઇનામ આપવાનું એવણે ૧૮૬૪ના આપરેલ માસમાં છુપે નામે જાહેર કરવાથી તે તરજુમો મી૦ ડબલ્યુ. એચ. હેમીલટને કરી એ ઇનામ એવણ પાસેથી મેલવી તેનું પુસ્તક છપાવ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૬૯ માં પોતાના બાપનાં મરણથી મરહુમ માણેકજી નવરોજજી શેઠનાં ધર્મખાતાંનાં મુતવલીપણાનો વહીવટ એવણને મલ્યો હતો, અને તેજ સાલથી એવણ નવસારીની વડી દરેમેહરને તાબેના ભગર સાથના મોબેદોનાં મુંબઈનાં ધર્મખાતાંનાં ફંડના બાપ-

---

ચીફ-જસટીસ ચુકાદો આપ્યો કે બન્ને જડજો એકમતે બંધવાઓનો ગુનહ અને શેશન કોરટે ઠરવેલી સજા બાહાલ રાખેછે.

એ પછી એ મુકદમાને લગતી પાંઇટો લંડન મધે પ્રીવી કૌનસીલના ચુકાદા માટે લઇ જવાને બંધવાઓ તરફથી રીપબ્લીક હાઇ કોરટની ફુલ બેંચને તા૦ ૭ મી આપરેલ ૧૮૭૩ ને દીને અરજ કરવામાં આવી હતી, જે બાહાલ રાખવામાં આવી નહિ, અને એજ દીને અતરેની લા આસોશીએસન તરફથી આડવોકેટ જેનરલે પેશતનજી દીનશાહનું નામ હાઇ કોરટના વકીલોની ટીપમાંથી કાઢી નાખવાની અરજ કીધી હતી, જે કોરટે બાહાલ રાખી તેવણનું નામ વકીલોની ટીપ મધેથી કાઢી નાખ્યું હતું.

૧ ટાઇમસ ઑફ ઇંડીઆ, તા૦ ૨૮ મી નવેમબર ૧૮૭૩.

એ પ્રદર્શનના ખરચ તથા ઇનામો આપવા માટે અતરેના આગેવાનોમાં એક ટીપ ફરતી કરવામાં આવી હતી, જે મધે રૂ૨૫૭૬) ઇંગ્રેજોના, રૂ૧૧૩૦) હિંદુઓના, રૂ૫૬૫) મુસલમાંનોના, રૂ૨૫૦) યાહુદીઓના, રૂ૧૦૦) પોરતુગીજોના, અને રૂ૮૦૫) નીચે મુજબ પારસીઓના મલી રૂ૫૪૨૬) ભરાયા હતા:—

(રૂ૧૫૦) દીનશાહજી માણેકજી પીટીટ (રૂ૧૦૦) અરદેશર હોરમજજી વાડીઆ, મેહરવાંનજી જીજીભાઇ, ખાંનબાહદુર પદમજી પેશતનજી (રૂ૭૫) ફરાંમજી નશરવાંનજી પટેલ (રૂ૫૦) ઓનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ; મેહરવાંનજી નશરવાંનજી સીરવાઇ, હોરમાસજી અરદેશર વાડીઆ, (રૂ૨૫) ડોસાભાઈ ફરાંમજી કરાકા, હોરમજજી બહમનજી વાડીઆ, માણેકજી ખરશેદજી જમશેદજી, કાવશજી ખરશેદજી જમશેદજી, શોરાબજી ફરાંમજી પટેલ, (રૂ૫) મનચેરજી કાવશજી મરજબાંન.

૨ "અવસ્તા અને જંદ શબ્દોના અર્થો. બનાવનાર, દાદાભાઇ હીરજીભાઇ પટેલ. મુંબઇ, દફતર આશકારા છાપખાનાં મધે મેહરવાંનજી ફરદુનજીની કંપનીએ છાપીઉં છે. સને ૧૮૭૩."

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૬ મી ફેબ્રુવારી ૧૮૭૩.

ની જગોપર તરક્કી કડયા હતા. એ પછી મુંબઈના શેહન-શાહી પારસીઓમાં એક વડા દસ્તુર નેમવાની, તથા મોબે-દોનાં ભણતર સંબંધી વાંધાઓનો ફેસલો કરવાનું એવણે માથે લીધું હતું, તથા તે માટે કમીટી વગેરે નેમી હતી, પણ કસ્સું સેવટ આવ્યું નહિં. મુંબઈ મધે ભીંડીબજારના રસ્તા ઉપર કાંદાવાલા મોહલામાં પારસીઓની છોકરીઓને કેળવણી આપવા માટે એવણે તા૦ ૧ લી જુલાઈ ૧૮૭૧ થી પોતાને ખરચે એક નિશાલ સ્થાપી હતી, જે હજુ સુધી એમનાં નામથી ચાલેછે. નવસારી મધે એવણે એક નશા-ખાનું બંધાવી તે તા૦ ૬ થી સપટેમબર ૧૮૭૨ ને દીને ત્યાંની અંજુમનને આપ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૭૧ માં ઈરાનમાં પડેલા દુકાલ વખતે ત્યાંથી અતરે આવતા શેંકડો ગરીબ ઈરાની જરથોસ્તીઓને રાખવાને ચોપાટીની ધર્મશાલા બસ નહિં પડવાથી એવણે કોટમાંની પોતાને હસ્તકની મરહુમ માણેકજી શેઠવાલી વાડીના ત્રણ ઓટલા પાંચ મહિના લગણ તેઓને રાખવા માટે મુફત આપ્યા હતા. પુણાંના રેહવાસી-ઓનાં ગરીબ બાળકોને કેળવણી આપવા માટે એવણે પોતા-ની ડાપુરી ખાતેની મીલકતમાંથી એક એલાહેદું મકાન બેટ આપ્યું હતું. એવણ એક જુના કમિશન હતા, અને ૧૮૫૩ થી અતરેની "લાડજ રાઈઝીંગ સ્ટારમાં જોડાયા હતા. મરહુમ માણેકજી શેઠનાં ધર્મખાતાંનાં મુતવલીપણાંનો વહીવટ એવણે ફકત ૩।। વર્ષ ચલાવ્યો હતો.

---

તા૦ ૬ થી મારચ.

ખેડા જીલ્લાનાં બોરસદ તાલુકાના મામલતદાર શેઠ એદલજી ડોશાભાઈ કોથાવાલાને નામદાર સરકારે અમદા-વાદ જીલ્લાનાં દશકરોઈ તાલુકાના મામલતદાર નેમ્યા હતા.[1]

---

તા૦ ૧૩ મી મારચ.

ખેડા જીલ્લાનાં થાસરા ગામના મામલતદાર શેઠ દારા-શાહ ડોશાભાઈને નામદાર સરકારે તે જીલ્લાના પેહલા વર્ગના માજીસ્ત્રેટ નેમ્યા હતા.[2]

---

તા૦ ૧૫ મી મારચ.

શેઠ બહમનજી પીરોજશાહ કંત્રાકટર કે જેવણે ગયે શાલ મધરાજ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કીધી હતી, તેવણે આજે શાલ તેજ યુનીવરસીટીની એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કીધી હતી.[3]

---

તા૦ ૧૬ મી મારચ.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ આજ દીને ફરાંમજી કાવશજી ઈનસ્ટીટયુટમાં "જમશેદી નોરોજ" વિષે એક ભાષાણ કીધું હતું.[4]

---

તા૦ ૧૭ મી મારચ.

મુંબઈ મધે ખેતવાડી પારસીવાડાની પેહલી ગલીમાં આજ દીને પાછલી રાતનાં ચાર કલાકને સુમારે એદલજી પેશતનજી સરાફ નામના ૩૫) વર્ષની વયના એક પારસીએ પોતાની ૪૫) વર્ષની ઉમરની સાવકી માએ બાઈ નવાજ-બાઈ તે મરહુમ પેશતનજી એદલજી સરાફનાં વીધવા તથા તેણીના ૧૮) વર્ષના દીકરા ભીમજીભાઈ અને ૧૦) વર્ષની દીકરી નાલીબાઈ જેઓ ઘરના પેહલા માલ ઉપર એકજ ઓરડામાં શુતેલાં હતાં તેઓને એક તરતના ઘસેલા છરાથી જખમો કરી લોહીલુવાંન કીધાં હતાં, શબબ તેને પોતાની ઉપલી મતરાઈ સાથે પૈસા સંબંધી વાંધો ચાલતો હતો. નવાજબાઈ બીચારી ઉપલા જખમોથી તુરતજ મરણ પામી હતી, અને એદલજીએ ઉપલું બુરૂં કામ કીધા પછી પોતાનાં માથાંમાં પણ તેજ છરા વતે જખમો કરી બે વાર ઘરના પાછલા ભાગમાં આવેલા કુવામાં નખાવી દીધું, જ્યાંથી તેને લોકોએ તુરતજ બાહેર કાઢયો અને પોલીસ તેને હાસ્પીટલમાં લઈ ગઈ હતી."

---

તા૦ ૨૦ મી મારચ.

આજે શાલની હાઈ કોરટ પલીડર તથા સબારડીનેટ જડજની પરીક્ષામાં નીચલા બે પારસીઓ પસાર થયા હતાઃ—

શેઠ દોરાબજી તેહમુલજી કાપડીઆ.

શેઠ અરદેશર બેજનજી પાલખીવાલા (વકીલ).

શેઠ શાવકશાહ શોરાબજી દાવરને નામદાર સરકારે થાણા જીલ્લાનાં ભીમરડી ગામના સબારડીનેટ નેમ્યા હતા.[6]

---

તા૦ ૨૧ મી મારચ.

શેઠ ફરાંમજી કુવરજી ભરૂચા કે જેવણે ૭ વર્ષ સુધી સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટયુટમાં એક શિક્ષક તરીકે કામ બજાવી અનુભવ મેલવ્યો હતો તેવણે વાંદરા મધે પારસીના છોકરાઓને રાખી કેળવણી આપવા તથા ખવાડવા પીવાડવા વગેરે માટે એક "બોરડીંગ સ્કુલ"

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૬ થી મારચ ૧૮૭૩.

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૩ મી મારચ ૧૮૭૩.

૩ ટાઈમસ ઓફ ઈંડીઆ, તા૦ ૧૮ મી મારચ ૧૮૭૩.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૧૬ મી મારચ ૧૮૭૩.

૫ જામે જમશેદ, તા૦ ૧૯ મી મારચ ૧૮૭૩.

પછવાડેથી એદલજી પાંચ દીવશે તા૦ ૨૩ મી મારચે હાસ્પીટલમાં પોતાનાં માથાંમાં પડેલા જખમોની અસરથી મરણ પામ્યો હતો, અને તેનાં ઉપલાં સાવકાં ભાઈ બેહનો એક માસ સુધી હાસ્પીટલમાં બીમારી ભોગવી સાજાં થયાં હતાં.

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૨૦ મી મારચ ૧૮૭૩.

સ્થાપી હતી, તેને ઓચ્છવ મેળવાની ક્રિઆ આજ દીને એ ખાતાંની કમીટી તથા બીજા કેટલાક ગ્રહસ્થોની હજુરમાં શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ એક ભાષણ કરી કીધી હતી.[૨]

તા૦ ૨૨ મી મારચ.

એ૦ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆએ સુરત મધે સવંત ૧૭૩૬ (ઈ૦ સ૦ ૧૬૮૦) માં મોબેદ રૂસ્તમ પેશોતન હમજીઆરે ગુજરાતી કવેતામાં રચેલાં "ઝુલાવલ નામાં" નાં પુસ્તકને પોતાની તરફની શરેહ તથા નોટો સાથે છપાવી

---

૧ જામે જમશેદ, તા૦ ૨૮ મી મારચ ૧૮૭૩.

એ સ્કુલ શેઠ ફરામજીએ પોતાને હીસાબે ચાલુ કીધી હતી, અને તેપર દેખરેખ રાખવા તથા તેનાં કામમાં એવાગુને મસલહત આપવા માટે નીચલા ગ્રહસ્થોની કમીટી ઠેરવી હતી—

દસ્તુરો જામાસપજી મીનોચેહરજી જામાસપઆશાના, પેશોતનજી બેહરામજી સંજાણા, શોરાબજી રૂસતમજી મુલાં-ફીરોજના, શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, બહમનજી ફરાંમજી કામાજી, જાંગીરજી હોરમજજી પંથકી, જાંગીરજી મેહર-વાંનજી પલીડર, હોરમજજી નવરોજજી સકલાતવાળા, અરદેશર ફરાંમજી મુસ, ડાકટર રૂસતમજી કાવશજી બાહદુરજી, નશરવાંનજી ચાંદાભાઇ, અરદેશર ફરાંમજી સોલીશીટર ઓનરરી શેક્રેટરી

એ કમીટીએ પોતાથી બનતું તેમ સ્કુલના કારોબાર ઊપર ધીઆંન આપી તેને ફાયદા થાય એવી ગોઠવણ કીધી હતી. તેનું મકાંન વાંદરે દરીયે કીનારે ટેકડી આગળ શેઠ માણેકજી શોરાબજી આશાબરનરના એક કુશાદે બંગલામાં કર્યું હતું, અને તેમાં છોકરાઓને સુવા બેશવાની, ફરવા હરવા તથા રમવાની અને બીજી સઘળી પ્રકારની સગવડભરેલી ગોઠવણ કીધી હતી. પ્રથમ સ્કુલ ઊઘડી તે વેળાએ ૧૨) છોકરાઓ હતા. પણ તે પછી મુંબઈ અને બાહેરગામોથી મળી પેહલાં બે વર્ષમાં છોકરાઓની સંખીઆ વધ ઘટ થતાં ૭૬) ની થાઇ હતી. જે પછી એ સંખીઆ રફતે રફતે ઓછી થતી ચાલી હતી. દરેક છોકરાની દાખલ થવાની ફીઇ રૂ૧૦) તથા માસીક ફીઇ રૂ૨૦) ની રાખી હતી. એ સ્કુલનાં પેહલાં બે વર્ષના ખરચમાં જો કાંઇ ખુટ આવે તો તે પુરવાને પુણાંથી શેઠ દોરાબજી પેશતનજી ઘાસવાળાએ રૂ૧૨૦૦) ની રકમ મદદ તરીકે મોકલી હતી.

એ સ્કુલને કાયમ પાયાપર મુકવાને નાણાંની એક મોટી રકમ ભેગી કરવાને ઈ૦ સ૦ ૧૮૭૬ માં કમીટીની દેખરેખ હેઠળ તા૦ ૧૮ મી અકટોબર ૧૮૭૬ ને દીને લોટરી કાઢવામાં આવી હતી, અને તે લોટરીની ૨૫૦૦૦) ટીકીટો દર રૂ૨) ની કીમતે વેચાઇ હતી, જેનાં ઊપજેલા રૂ૫૦૦૦૦) મધેથી રૂ૨૨૦૫૦) લોટરીનાં ઇનામમાં આપ્યા, તથા રૂ૧૭૭૬૮—૧૨—૧૦ સ્કુલના માલેક શેઠ ફરાંમજી કુવરજી ભરૂચાને ગયલી ખોટના આપ્યા, તથા એ કામપર થયલો બીજો પરચુરણ ખરચ બાદ કરી રૂ૫૫૦૦) ની સરકારી નોટ ખરીદી હતી.

ઈ૦ સ૦ ૧૮૭૭ માં સ્કુલને વાંદરેથી ખાલી કરી પુણાંની નજદીક ખરકીની પડોસમાં ડાપુરી ગામ જયાં આગળ મુંબઇ સરકારની છાવણી હતી ત્યાંના સરકારી બંગલાઓ જે શેઠ અરદેશર મેહરવાંનજી શેઠનાની માલેકીમાં હતા ત્યાં સસતે ભાડે લઇ જવામાં આવી હતી, તથા છોકરાઓની માસીકફીઇ જે રૂ૨૦) ની હતી તે ઘટાડી રૂ૧૫) ની કીધી હતી, પણ તેથીબી છોકરાઓની સંખીઆ ન વધવાથી તથા ખરચમાં ઘણી ખોટ જવાથી એ સ્કુલ તા૦ ૩૦ મી જુન ૧૮૭૮ થી બંધ કીધી હતી. એ સ્કુલ તા૦ ૨૧ મી મારચ ૧૮૭૩ ને દીને સ્થાપી ત્યારથી તે ઊપલી તા૦ ૩૦ મી જુન ૧૮૭૮ સુધીનાં સવા પાંચ વર્ષમાં તે પાછલ શેઠ ફરાંમજીને રૂ૧૯૭૬૮—૧૨—૧૦ ની ખોટ ગઇ હતી, જેના બદલામાં લોટરીનાં નાણાંમાંથી તેમને ઊપર જણાવ્યા મુજબ અવાર નવાર મળી રૂ૧૭૭૬૮—૧૨—૧૦ આપ્યા હતા.

એ પછી કમીટીએ તા૦ ૨૮ મી અકટોબર ૧૮૭૮ ને દીને મળી ઊપર જણાવેલી લોટરીનાં નાણાંમાંથી લીધેલી રૂ૫૫૦૦) ની સરકારી નોટ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, હોરમજજી નવરોજજી સકલાતવાળા, જાંગીરજી હોર-મજજી પંથકી અને અરદેશર ફરાંમજી મુસનાં નામપર રાખી તેનું વ્યાજ આવે તે મુદલમાં ઊમેરતા જવું, અને હવે પછી કદાચ ફરીને કોઇ બીજી પારસી બોરડીંગ સ્કુલ ઊઘડે તેને અથવા કોઇ તેવાં લાયક જરથોસ્તી કેળવણી ખાતાંને મદદ ઘટતી હોય તે કમીટી વાજબી ધારે તો તેમ કરવાને ઠેરવ્યું હતું, તથા ઊપલી એ સ્કુલનો વહીવટ કરનારી કમીટીના જેટલા મેમબરો હૈયાત છે તેઓને એ ફંડનો વહીવટ ચલાવ-વવાનો તથા ખાલી પડેલી જગા પુરવાનો અખત્યાર આપ્યો હતો, અને શેઠ અરદેશર ફરાંમજી સોલીશીટરે શેક્રેટરીનો ઓહદો છોડવાથી શેઠ અરદેશર ફરાંમજી મુસને શેક્રેટરી નેમ્યા હતા. ઊપલી કમીટીમાં ખાલી પડેલી જગા ઊપર શેઠ જાંહગીરજી ગુસતાદજી, નાનાભાઇ રૂસતમજી રાંણીના, અને જમશેદજી ખરશેદજી કામાજીને અવારનવાર ઠેરવ્યા હતા.

ઊપલી રૂ૫૫૦૦) ની સરકારી નોટમાં તેનાં વ્યાજનો વધારો થતાં બીજી રૂ૫૦૦) ની નોટ ઊમેરી રૂ૬૦૦૦) ની કીધી હતી, અને તે તા૦ ૩૦ મી જુન ૧૮૮૬ સુધીમાં વ્યાજના વધારા સાથે રૂ૭૭૮૬—૧૮—૦ ની થાઇ હતી, જે મધેથી ઈ૦ સ૦ ૧૮૮૧ માં રાહનુમાએ માજદીઅસનાંન સભાને ધર્મ તથા નીતિની કેળવણી આપવાનાં કારણસર રૂ૫૦૦) ની મદદ આપવામાં આવી હતી. એ પછી સેવટે તા૦ ૬ થી મેએ ૧૮૮૬ ને દીને કમીટીએ મળી એવો ઠેડાવ પસાર કર્યો હતો કે—"આજ સાત વરસ કરતાં વધુ મુદત ગુજરવા છતાં પારસી કોમમાંથી કોઇએબી બોરડીગ સ્કુલ કાહાડવાની તજવીજ કરી નથી. તેમજ તેવાં કોઇ જરથોસ્તી કેળવણી ખાતાં તરફથી મદદની માંગણી થઇ નથી તેથી હવે આપણી કોમમાં બોરડીગ સ્કુલની જરૂર હોય અથવા એવી સ્કુલ કોઇ કાહાડવા ધારતું હોય એવું લાગતું નથી, અને તેથી હાલમાં મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીની યાદગારી કાયમ રાખવાને માટેનું એક ફંડ મુંબઇમાં ઊભું કરવામાં આવ્યુંછે, તે ફંડની નેમ અને પારસી બોરડીગ સ્કુલ ફંડની નેમ લગભગ એકમળતી હોવાથી આ કમીટી એવો ઠેડાવ કરેછે કે શેઠ બહમનજી ફરાંમજી કામાજી, જાંહગીરજી હોરમજજી પંથકી અને અરદેસર ફરાંમજી મુસ જેઓનાં નામ ઊપર હાલ આ પારસી બોરડીગ સ્કુલનાં ફંડને લગતી સરકારી નોટો છે તે ખુરશેદજી નોશરવાંનજી કામા મેમોરીયલ ફંડના જે તરસ્ટીઓ નેમાય તેઓનાં નામ ઊપર ચઢાવી આપવી અને તેઓને સ્વાધીન કરવી, તે એવી સરતે કે પારસી બોરડીગ સ્કુલનાં નામનું એક એલાહેદું બેહું

પ્રગટ કીધું હતું.[૧] એ પુસ્તક મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની યાદગારીને અર્પણ કીધું હતું.

---

તા૦ ૩૧ મી મારચ.

રોજ ૧૨ માહ ૭ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—રતનજી એદલજી બાટલીવાલા—ઉમર વર્ષ ૬૮) નવસારીવાલા શેઠ બહમનજી જમશેદજી શુડીના દીકરા. એઓ પોતાના મામા શેઠ એદલજી રૂસતમજી તંબોલી અથવા બાટલીવાલાના પાલક થવાથી તેમનાં નામ સાથ ઓળખાતા હતા. પોતાની નાહની વયમાં એઓ નવસારીથી અતરે આવી પોતાના મજકુર મામાની ખાલી બાટલીઓ વેચવાની દુકાન ઉપર રહ્યા હતા, અને ઈ૦ સ૦ ૧૮૩૩ માં તેમનાં મરણથી દુકાનનો સર્વ વહીવટ એઓને મળ્યા હતા. તે પછી એઓએ ચાનનો મોટો વ્યાપાર કરવા માંડ્યો, અને તે બાદ કલકતા, મોરીસ, સીંગાપોર, સીઆમ, હાંગકાંગ, વગેરે ખાતેનો મોટો રોજગાર ચલાવવા લાગ્યા. પોતાના વ્યાપારને માટે એઓએ ૧૮૪૩ થી તે ૧૮૫૦ સુધીના અરસામાં રૂજીના, સેંટ અરનારડ, ખાઈડ, જુલીયા, અને હુસ્નાના નામનાં પાંચ વાહણો વેચાતાં લીધાં હતાં. જેમાંનું છેલ્લું વાહણ ૧૮૫૪ માં મોરીસ જતાં દરીયામાં તોફાનથી ભાગી ગયું હતું. ઈ૦ સ૦ ૧૮૪૪ માં એઓએ નામદાર ઈસ્ટ ઈંડીઆ કંપની પાસેથી કામરેજમાં આવેલું ખારેખાપરનું ગામ (દર વર્ષે રૂ૧૫૦૦) ને થોકે લીધું હતું. મુંબઈમાં શેહનશાહી મેહર મહીનાના ટકાઈ ધાહંબાર[૨]ની નેઆત જે ઈ૦ સ૦ ૧૮૨૧ થી એઓના મામા હસ્તક અને ૧૮૩૩ થી એઓ હસ્તક ઉઘરાણાંથી થતી હતી તે ઉઘરાણું ઈ૦ સ૦ ૧૮૬૬ થી મોકુફ કરી એઓએ પોતાને એખજાને ખરચે તે પોતાનાં મરણ સુધી જારી રાખી હતી. ઈ૦ સ૦ ૧૮૫૧ નાં મુસલમાનોનાં હુલ્લડ વખતે બાહેરકોટના પારસીઓને ખોરાકી વગેરેની મદદ એઓએ ત્રણ દીવસ સુધી પુરી પાડી હતી. ૧૮૫૨ માં મુંબઈ મધે અંગ્રેજ તથા દેશી વ્યાપારીઓએ મલી સેલર હોમ સ્થાપ્યું તેની કમીટીના એઓને વાઈસ-પ્રેસીડંટ નેમ્યા હતા. એઓ છુપી સખાવતો તથા ધર્મનાં કામો કરવામાં પ્રખ્યાત હતા, અને પોતાનાં જન્મ વતન નવસારી મધે મલેસર ફલીએ પાણીના કુવા તથા બીજાં ધર્મદાનનાં કામો કર્યાં હતાં. બીજા વ્યાપારીઓથી જુદીજ રીતે એઓ દીવસનાં નહિ પણ રાત્રે પેહડીમાં આવી પોતાના વ્યાપારને લગતું કામકાજ કરી જતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૫ માં જે વેળાએ મુંબઈમાં ઘણાક વ્યાપારીઓ પડી ભાગ્યા તે વેળાએ એઓ શેર સટ્ટાથી અલગ રેહવાને લીધે કસેલી મુશ્કેલીમાં આવ્યા નહિ, પણ ત્યાર બાદ ૧૮૭૨ ના અકટોબર માસમાં એઓની પેહડીને એકદમ મોટું નુકસાન ગયું હતું; અને પોતે ઘણાજ એકમારગી તથા શરમાલ હોવાથી તુરત દમાગ જતા રહ્યા હતા, અને ત્યાંજ પાંચ મહીનામાં મરણ પામ્યા હતા.

---

તા૦ ૧ લી આપરેલ.

નીચલા પારસી ગ્રહસ્થોને આએ વર્ષમાં તેમનાં નામની સામે લખેલાં જુદાં જુદાં મથકોની મ્યુનીસીપાલીટી તથા ડીસ્ટ્રીક્ટ લોકલ ફંડ કમીટીઓના મેમબરો તરીકે નામદાર સરકારે નેમ્યા હતા:—

**મ્યુ ની સી પા લી ટી.**

અહમદનગર—શેઠ નશરવાંનજી ખરશેદજી નગરવાલા.
શેઠ આદરજી બરજોરજી.
માલાવન— શેઠ કાવસજી ધનજીભાઈ.
શેઠ રૂસતમજી કરાંનજી.
થાણા——શેઠ બેહરામજી રતનજી સીલાંઉવાલા.

**ડીસ્ટ્રીક્ટ લોકલ ફંડ કમીટી.**

થાણા—શેઠ ખુરશેદજી નાશરવાંનજી કામાજી.

---

તા૦ ૩ જી આપરેલ.

આએ સાલની ડીસ્ટ્રીક્ટ પલીડરની પરીક્ષા માટે નામદાર હાઈ કોરટના ઠેહેરેલા પરીક્ષકોમાં એક પારસી—વાલના બારડીનેટ જડજ શેઠ કાવસજી એદલજી મસાંની, પરીક્ષક હતા.[૩]

---

ખાતું કામા મેમોરીયલ ફંડના તરસ્ટીઓએ પોતાનાં દફતરમાં પાડવું; અને આ સરકારી નોટો તે ખાતે જમે કરવી તથા તે વીશે પોતાનાં દફતરમાં નોંધ કરવી કે મુદલ નાણું કોઈપણ કારણસર વપરાસમાં લેવું નહિ, પણ ફકત તેનું વ્યાજ માત્ર કામા મેમોરીયલ ફંડના તરસ્ટીઓએ પારસી કોમને લગતાં કેળવણીનાં કામો પાછળ વાપરવું તથા અગત પડે ત્યારે એ મુદલ નાણું બીજી સરકારી લોન નોટોમાંજ ફેરફાર કરવું."—એ ઠરાવ મુજબ તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૮૬ ને દીને ૩૬૫૦૦) ની સરકારી નોટ "મરહુમ શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીની યાદગારીનાં જરથોસ્તી વીદ્યારથીઓને ઉતેજન આપવાનાં ફંડ" ના તરસ્ટીઓને તે ફંડનાં દફતરમાં "પારસી બોરડીંગ સ્કુલ ફંડ કમીટી તરફથી આવેલી રકમનું ખાતું" એવાં નામથી જુદું ખાતું પડાવી આપી હતી, તથા બાકી વધેલી રકમમાંથી પરચુરણ ખરચ તથા હીસાબ છપામન બાદ કરી ૩૫૦૦) ની રકમ શેઠ અરદેશર ફરામજી મુસને તેઓએ એ ખાતાંને લગતું શરૂઆતથી તે આખર સુધીનું કામ ખીનસ્વારથે અને દીલસોજીથી ચલાવ્યું તેની મેહનતની કદર મુજી ભેટ આપી હતી

૧ "સ્થાવશ નામું. ગુજરાતી કવિતામાં (સંવત ૧૯૩૬ માં) બનાવનાર, મરહુમ મોબેદ રૂસતમ પેસ્તન હમજીઆર સુરતી. પ્રગટ કરનાર, (ટીકા અને કોષ સાથે) એરવદ તેહમુરસ દીનશાહ અંકલેશવરીઆ. મુંબાઈ, ધી રીપોર્ટર્સ પ્રેસ મધે મેરવાંનજી નવરોજી ડાબુએ છાપ્યું છે. ૧૨૪૨ યજદજરદી. ૧૮૭૩ ઇસવી."

ઉપલા મરહુમ મોબેદ રૂસતમ પેશોતન હમજીઆરે સ્થાવશનામાં ઉપરાંત, જરથોસ્ત, વીરાફ, તથા અસપંદયારનામાં પણ એજ મુજબ ગુજરાતી કવેતામાં લખ્યાં હતાં.

૨ એ ટકાઈ ધાહંબારની નેઆતનું ઉઘરાણું, ઘણી નાહલી નાહલી એટલે દોઢીયું અને બે દોઢીયાંની રકમથી કોટનાં બંધ બજારમાં બેશનારા પારસી દુકાનદારો અને વ્યાપારીઓ વચ્ચે આખાં વર્ષમાં અનુકવાર કરવામાં આવતું હતું, અને સઘળી રકમ શેઠ રતનજીને ત્યાં એકઠી કરી તેમાંથી શેહનશાહી મેહર મહીનામાં ધાહંબારની એક નેઆત કરવામાં આવતી હતી, અને તેના ખરચમાં જે ખુટ પડે તે એઓ શેઠ ઉમેરતા હતા.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૩ જી આપરેલ ૧૮૭૩.

તા૦ ૪ થી આપરેલ.

રોજ ૧૬ માહ ૭ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી કાવશજી ગંભીર અથવા શબ-નીશના—ઉમર વર્ષ ૫૪) અમદાવાદવાલા શેઠ કાવશજી કુવરજી શબનીશના દીકરા. એવણુ પ્રથમમાં અમદાવાદની કમીશરીએટમાં કલાર્ક હતા. તે પછી ત્યાંની સેનટરલ બેંકના એકાંઉટંટનો ઓહદો થોડુંક સુધી ચલાવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૬૬ થી એવણે અમદાવાદ મધે "બીજાસનની કું૦"નાં નામથી જનરલ એજનસીનું કામ શરૂ કીધું હતું. એવણુનું મરણ અમદાવાદ મધે નીપજ્યું હતું.

તા૦ ૧૦ મી આપરેલ.

ભરૂચની સમાલ કાઝ કોરટના રેજીસ્ત્રાર શેઠ એદલજી મનજીભાઈ મોદીને નામદાર સરકારે પંચમાહલ જીલ્લાનાં ગોધરા ગામના મુનસફ અને શેઠ દાદાભાઈ હોરમજજી નાણાંવતીને તેમની જગોએ ભરૂચની સમાલ કાઝ કોરટના રેજીસ્ત્રાર નેમ્યા હતા.[1]

તા૦ ૧૪ મી આપરેલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મનચેરજી એદલજી ગીમાર[2]—ઉમર વર્ષ ૪૧) શેઠ એદલજી શેહરીઆરજી ગીમીના વડા દીકરા. એવણુ ઈ૦ સ૦ ૧૮૫૫ થી કોટ મધે શેઠ માણેકજી નવરોજજી ભનુશાએ કીંધાઉલી છોકરાઓની સ્કુલમાં એક ભાગીઆ તરીકે શામેલ હતા, અને ૧૮૬૦થી તે સ્કુલ પોતે એકલાએ ચલાવી હતી. એ બાદ તા૦ ૧ લી આપરેલ ૧૮૬૬ થી શેઠ દાદાભાઈ પેશતનજી માસ્તરને ભાગયા કરી તેમાં માત્રીકયુલેશન સુધીની કેળવણી આપવાનું ચાલુ કરી તેને "ફોરટ હાઈ સ્કુલ" નામ આપ્યું હતું, જે નામથી તે હજુ સુધી ચાલુછે. એવણુ એક શિક્ષક તથા ગ્રહસ્થ તરીકે ઉંચી મનશક્તિ અને નીતિના હતા.

તા૦ ૧૭ મી આપરેલ.

શેઠ મનચેરજી રૂસતમજી ધાલુને નામદાર સરકારે એડનના રેસીડંટની કોરટના રેજીસ્ત્રાર નેમા તેમને રેજીસ્ત્રારના હાથ તલે સમાલ કાઝ કોરટના એક જડજની સત્તા આપી હતી.[3]

તા૦ ૧૯ મી આપરેલ.

મુંબઈની પારસી ચીફ માટરીમોનીઅલ કોરટના કલાર્ક શેઠ ફરામજી રૂસતમજી વીકાજી, બી. એ.; એલ. એલ. બી. રજા ઉપર ઇંગલાંડ જવાથી તેમની જગોપર નામદાર સરકારે શેઠ ખરશેદજી માણેકજી ખરશેદજી સરાફ, બી. એ. ને નેમ્યા હતા.[4]

તા૦ ૨૪ મી આપરેલ.

ખાંનસાહેબ તેહમુલજી હોરમજજી ગોદરેજને નામદાર સરકારે સુરત જીલ્લાના જંબુસર તાલુકાના મુનસફ નેમ્યા હતા.[5]

તા૦ ૨૭ મી આપરેલ.

રોજ ૯ માહ ૯ (કદ૦) ૧૨૪૨ યજદેજરદી.

મરહુમ શેઠ દાદીભાઈ નોશરવાંનજીવાલાં કદમી આતશબેહરામનાં મકાનમાં તેના મુતવલી શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠે કેટલોક ફેરફાર કરાવી તેની મરામત કીધી તેની ખુશાલીમાં આજ દીને ત્યાં એક જશન કરવામાં આવ્યું હતું. જશનની સેવટે દસ્તુર શેરાબજી રૂસતમજી મુલ્લાં-ફીરોજનાએ એ મકાનની તવારીખને લગતું એક ભાષણ કીધું હતુ, જેમાં જણાવ્યું હતું કે "આએ મકાન મધે જે કાંઈ ફરનીચર, આરશી, ઝુંમર, ગલીચા વગેરે આગલા વખતનાં હતાં તે સરવેને બદલ કરવાને અને નવુ ફરનીચર તથા ગલીચા વગેરે આએ પવીતર મકાનમાં મુકવાને વાસતે શેઠ કાવશજી મેહરાંમજી લીલાંઉવાલાએ એવણનાં ધણીઆંણી બાઈ ભીખાઈજી એદલજી આલબલેશનાં હક થાએઆં તેવણનાં પુનને વાસતે આસરે રૂ૩૦૦૦) ખરચીને આએ પાક મકાન મધે મેલાઉછે." એ બાદ ચાશની કરી મીજલસ બરખાસત થાઈ હતી.[6]

તા૦ ૩૦ મી આપરેલ.

શેઠ જમશેદજી નશરવાંનજી જીનવાલા, અકલેસરીઆએ કાટન જીનો માટે ડાંતાવાલો રોલર બનાવવાની પોતાની શોધ માટે હિંદુસ્થાનની સરકાર તરફથી પેટંટ મેલવવાને અરજ કીધી હતી.[7]

તા૦ ૬ થી મેએ.

શેઠ મેહરવાંનજી નશરવાંનજી વાડીઆએ "દાસતાંને દેલકશા" બયાંન દાન, બોધ, અને રમુજ આપનારી હકીકતોના સંગ્રહનું એક પુસ્તક ફારસી ઉપરથી ગુજરાતીમાં

---

1 બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૭૩.

2 ડાકટરો માણેકજી તથા કૈખશરૂ મનચેરજી ગીમી અને શેઠો રૂસતમજી મનચેરજી ગીમી, બી. એ., એલ. એલ. બી. તથા ફીરોજશાહ મનચેરજી ગીમી, બી. એ. ના બાપ. એવણના બાબા શેઠ એદલજી શેહરીઆરજી ગીમી ભરૂચથી અતરે આવી કામાટીપરામાં દારૂનો વેપાર કરતા હતા. તેવણે ઈ૦ સ૦ ૧૮૩૨ માં એક વખતે મગોલ ચોરો પકડવાના સંબંધમાં તલવારના કેટલાક ઝપેટા ખાઈ ઘણી હીંમત બતાવી ચોરો પકડયા હતા. આથી એમને "ઝપેતા-બાજી" કરી ઓળખતા હતા.

3 બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૧૭ મી આપરેલ ૧૮૭૩.

4 બોમ્બે ગેજેટ, તા૦ ૧૯ મી આપરેલ ૧૮૭૩.

5 બોમ્બે ગવરમેંટ ગેજેટ, તા૦ ૨૮ મી આપરેલ ૧૮૭૩.

6 જામે જમશેદ, તા૦ ૮ મી મેએ ૧૮૭૩.

7 રાસ્ત ગોફતાર, તા૦ ૪ થી મેએ ૧૮૭૩.

તરજુમો કરી છપાવી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક એવણે પોતાનાં પ્રિય માતાજીને હેત અને માનના નિશાંન દાખલ અર્પણ કીધું હતું.

તા૦ ૮ મી મેએ.

શેઠ બાજોરજી એદલજી મોદી, એમ. એ; એલ. એલ. બી. ને નામદાર સરકારે સુરતના બીજા વર્ગના સબાર-ડીનેટ જડજ નેમ્યા હતા.[2]

તા૦ ૧૦ મી મેએ.

શેઠ ફરામજી શોરાબજી ભરૂચાને નવાનગરના જામે પોતાનાં રાજ્યના સરન્યાએવોસ નેમ્યા હતા.[3]

તા૦ ૧૨ મી મેએ.

મુંબઇના માજી ગવરનર સર બારટલ ફ્રીઅર કે જેવણ નામદાર માહરાંણીની તરફથી જંગબાર અને મસ્કત ખાતેનો ગોલાંમનો બ્યાપાર બેસાડી દેવાને ખાસ એલચી તરીકે ગયા હતા, અને પોતાનું કામ કેટલેક દરજજે પાર ઉતારી પાછા આજ દીને હીંગલાંડ સીધારનાર હોવાથી તે નામદારને આ દેશના એક જુના મિત્ર તરીકે મુબારકબાદીનું માનપત્ર આપવાને મજગાંમ કાસ્ટલમાં હાનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સી. એસ. આઇ. એ એક દબદબાભરેલી મીજલસ બોલાવી હતી. સર જમશેદજીએ તે નામદારને ઘટતા શબ્દોમાં મુબારકબાદી આપી માનપત્ર વાંચ્યા બાદ તે નામદારે તેનો જવાબ વાલી સર્વેનો ઉપકાર માનયો, અને આખી સવારી ત્યાંથીજ પાલવા બંદર ઉપર તે નામદારને વદાય કરવાને ગઇ હતી.[6]

તા૦ ૧૫ મી મેએ.

આએ શાલની ડીસ્ટ્રીક્ટ પલીડરની પરીક્ષામાં એકજ પારસી—શેઠ મેહરજીભાઇ કુંવરજી તારાપોરવાલા, પસાર થયા હતા.[5]

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૩ માહ ૯ (શ૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને માંડવી ગામમાં ત્યાંના જરથોસ્તીઓ તેમજ મુંબઈ તથા સુરતની અંજુમનનાં ઉઘરાતથી એક દરેમેહર બંધાવી પરઠાવ્યામાં આવી હતી.[6]

તા૦ ૨૩ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શ૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—બહમનજી જમશેદજી મુલ્લાં—ઉમર વર્ષ ૬૫) આ૦ જમશેદજી રૂસતમજી મુલ્લાંના નાહાના દીકરા. એવણ પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૩૩ માં પોતાના વડા ભાઇ શેઠ માણેકજી જમશેદજી મુલ્લાં સાથ ચીન ગયા હતા, અને ૧૮૪૦ થી તેમના ભાગયા થયા હતા. તે પછી મુંબઇ આવી ૧૮૪૫ થી મુંબઇનાં બારાંમાંનાં વાહણોને ખારાપુરીનું પાણી દર ટણે રૂ૩) ને ભાવે પુરૂં પાડવાનું કંત્રાક્ટ લીધું હતું. એ બાદ રેલવેની સડક બાંધવાનાં તથા કોલાબાનો દરીયો પુરવાનાં અને બીજાં ઘણાંક મોટાં બાંધકામોનાં કંત્રાક્ટ એવણે લીધાં હતાં. ઇ૦ સ૦ ૧૮૫૦ માં મોટે કોલાબે પ્રોટેસ્ટંટ દેવલની સાંમે, તથા તે પછી વાલકેશર કુતરવાડીમાં, તેમજ કસારા ઘાતની હેઠે એવણે પોતાને ખરચે કુવા બંધાવી લોકોને વાપડવાને ખોલ્લા મુક્યા હતા. એવણની પુંજીમાંથી એવણનાં વીધવા બાઇ મોટીબાઇએ વલસાડની પાસે આવેલાં એરગાંમ મધે એક દરેમેહર, દાખમું, તથા શગડી બંધાવી તે તા૦ ૨૧ મી મેએ ૧૮૮૨ ને દીને પરઠાવ્યાં હતાં.

તા૦ ૨૫ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ બહમનજી જમશેદજી મુલ્લાંનાં ઉઠમણાંમાં તેમના પોતાની પુંજીમાંથી રૂ૫૫૦૦), વીધવા બાઈ મોટીબાઈએ રૂ૫૦૦), દીકરા શેઠ નશરવાંનજી બહમનજી મુલ્લાંએ રૂ૧૦૦), તથા બીજા એશોએ રૂ૨૦૨) મલી રૂ૬૩૦૩) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૭ માહ ૧૦ (ક૦) ૧૨૪૨ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઇ માણેકબાઇ તે મરહુમ શેઠ ખરશેદજી અરદેશર દાદીશેઠનાં બેટી તથા મરહુમ શેઠ નાના-

---

૧ "દાસતાને દેલરૂબા; અથવા ગ્નાન, બોધ અને રમુજ આપનારી હકીકતોના સંગ્રહનું અંગ્રેજી ઉપરથી કરેલું ગુજરાતી ભાષાંતર. બનાવનાર, મેહરવાંનજી નસરવાંનજી વાડીઆ. મુંબઇ; એરચશા કરાંણીની કું૦. ગણપત કૃષ્ણાજીનાં છાપાખાનાંમાં છાપ્યું છે."

૨ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૮ મી મેએ ૧૮૭૩.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી મેએ ૧૮૭૩.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૩ મી મેએ ૧૮૭૩.

૫ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૧૫ મી મેએ ૧૮૭૩.

૬ એ દરેમેહર ઉપર નીચે મુજબ તખ્તી મારેલીછે :—

"પાક પરવરદેગારની મદત છે.

"શવંત ૧૯૨૯ નાં ફાગણ શુદ ૮ ને વાર ગરેઉ રોજ ૧૭ "માહ ૬ શને ૧૨૪૨ અગીઆરીનું કામ શરૂ થઉંછે ને "વઇશાખ વદ ૧૦ ને વાર શુક્ર રોજ ૩ જો માહ ૯ મે "પરઠઉંછે. શરવે અંજુમને બંધાવીછે."

એ દરેમેહરનો સર્વે ખરચ ઇ૦ સ૦ ૧૮૯૧ સુધી જરથોશ્તીઓ વચ્ચે ઉઘરાણું કરી ચલાવ્યો હતો. જે બાદ ઇ૦ સ૦ ૧૮૯૧ થી શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ અને તેમનાં પછી તેમનાં વીધવા બાઇ દીનબાઇ તરફથી તે ચલાવ્યામાં આવેછે, અને તે માટે બાઇ દીનબાઇએ તા૦ ૨૩ મી મારચ ૧૮૯૮ ને દીને ધી નશરવાંનજી માણેકજી પીટીટ ચારીટી ફંડના તરસ્ટીઓને રૂ૮૦૦૦) ની સરકારી નોટ સ્વાધીન કીધીછે કે તેનાં વ્યાજમાંથી એનો ખરચ પુરો પાડે.

એની આગમજ હિયાં ઇ૦ સ૦ ૧૮૩૦ માં દાખમું પરઠાયું તેવારેજ એક દરેમેહર પરઠાઇ હતી, પણ તે આગમાં બળી જવાથી પાછી નવેસરથી આ દરેમેહર પરઠાવી હતી.

વળી માંડવી ગામમાં દર વર્ષે પેહલા ગાથાને દીને મરહુમ શેઠ નશરવાંનજી માણેકજી પીટીટને નામે એક ઘાહંબાર કરવાને બાઇ દીનબાઇએ તા૦ ૧૬ મી જુન ૧૮૯૮ ને દીને રૂ૧૦૦૦) ની નોટ ઉપલાંજ ચારીટી ફંડના તરસ્ટીઓને સ્વાધીન કીધીછે.

૭ જામે જમશેદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૭૩.

ભાઇ નશરવાંનજી બનાજીનાં વીધવાનાં ઉડમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૩૦૦૦), દીકરીના દીકરા શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ રૂ૧૦૦૦), અને દીકરીની દીકરી બાઇ ધુનાંબાઇ તે શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠનાં ધણીઆંણીએ રૂ૧૦૦૦) મલી રૂ૫૦૦૦) ધર્મખાતાઓમાં આપ્યા હતા. આ મધેથી રૂ૧૦૦૦) ની સરકારી નોટ મરહુમ શેઠ દાદીભાઇ નોશરવાંનજીનાં આતશબેહરામ તથા આદરાંનના ખરચને સારૂં એક નવું ફંડ ઉભું કરી તેના તરસ્ટીઓને વ્યાજ વાપરવાની સરતથી આપી હતી.[2]

---

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૮ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—પાલણજી ખરશેદજી કામા[2]—ઉમર વર્ષ ૮૪) સુરતવાલા શેઠ ખરશેદજી કામાજીના બીજા દીકરા. એવણ લાંબી મુદત સુધી ચીનાંગ મધે પોતાનો વ્યાપાર ચલાવતા હતા, અને જઇફીને લીધે છેલ્લાં થોડાંક વર્ષ થયાં મુંબઇ મધે એકાંત જીંદગી ગુજારતા હતા. એવણે ખેતવાડીમાં એક દરેમેહર તથા તેના કંપાઉંડમાં જરથોસ્તીઓને સર અવસરે વાપરવાના બે બંગલા તથા જમવાના ઓટલા બંધાવી તે તા૦ ૫ મી જુન ૧૮૬૯ ને દીને "કામા બાગ" ને નામે જાહેરથી ખોલ્લા મુક્યા હતા. તે પાછલ એમને રૂ૧૦૦૦૦૦) નો ખરચ થયો હતો, તથા તેના નીભાવને માટે રૂ૪૦૦૦૦) જુદા કાઢ્યા હતા.

---

તા૦ ૨૮ મી મેએ.

રોજ ૧૦ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—દીનશાહજી હોરામજી મેહતા—ઉમર વર્ષ ૪૯) એવણે ઈ૦ સ૦ ૧૮૪૦ માં અતરેની એલફીનસ્ટન ઇનિસ્ટીટયુશનમાંથી "વેસ્ટ સ્કોલર" ની પદવી તથા ગણિતમાં ચઢતા આવવા માટે રૂપાંના ચાંદનું ઇનામ મેળવ્યું હતું. તે પછી એ ઇનસ્ટીટયુશનમાં થોડુંક સુધી શિક્ષક રહ્યા હતા. ગણિતમાં એવણની ચઢતા પ્રકારની માહિતીને લીધે પ્રોફેસર ઓરલીબારની ભલામણ ઉપરથી એવણને કોલાબાની સરકારી આબઝરવેટરીના હેડ-આસીસટંટ નેમ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૬૯ માં શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી સાથે એવણે કબીશાને લગતી તકરારો જોતીશ શાસ્ત્રના કાએદા મુજબ ઘણું સુધી ચલાવી હતી. એવણ ઈ૦ સ૦ ૧૮૫૨ થી એક ફ્રીમેશન હતા.

---

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—ફરામજી મેહરવાંનજી નાણાંવટી[3]—ઉમર વર્ષ ૫૦). એવણ પોતાના વડા ભાઇ શેઠ નશરવાંનજી સાથે ઈ૦ સ૦ ૧૮૪૯ માં સુરતથી કરાંચી દારૂના ગુત્તા ઉપર ગયા હતા. તે પછી બંને ભાઇઓ સરકારી તેમજ કમીસરીએટ ખાતાંનાં કંત્રાકો લેતા હતા. ઈ૦ સ૦ ૧૮૬૧ માં શેઠ નશરવાંનજીનાં મરણ પછી એવણ એકલા તે વહીવટ ચલાવતા હતા. પોતાના મામા શેઠ હીરજીભાઇ જમશેદજી બેહરાની દરેમેહરના તરસ્ટી તરીકે તેનો વહીવટ એવણે ઘણાં વર્ષ સુધી ચલાવ્યો હતો. એવણનું મરણ કરાંચી મધેજ નીપજ્યું હતું.

---

તા૦ ૩૦ મી મેએ.

રોજ ૧૨ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—દોરાબજી શોરાબજી હકીમ—ઉમર વર્ષ ૪૦) સુરતવાલા શેઠ શોરાબજી જમશેદજી વઇદ અથવા ગોલા ડાક્તરના નાહાના દીકરા. એવણ પણ સુરત મધે વૈદાંનો ધંધો ચલાવતા હતા, અને તે કામમાં ઘણા ખબરદાર હતા.

---

તા૦ ૩૧ મી મેએ.

રોજ ૧૩ માહ ૯ (શે૦) ૧૨૪૨ યજદેજરદી.

**મરણ**—મેહરવાંનજી ફરામજી મોરીનાસ[4]—ઉમર વર્ષ ૪૨) શેઠ ફરામજી બેહરામજી કેપટીનઢોકરના વડા દીકરા. એવણ પ્રથમથી મી૦ મોરીનાસ કરી એક સ્પેનીશ ગ્રહસ્થે અતરે ઇંગ્રેજ બજારમાં આઇસક્રીમ બનાવવાની દુકાન ઉઘાડી તેમાં નોકરી રહ્યા હતા. મી૦ મોરીનાસના અતરેથી ગયા પછી મી૦ ગારબેલી કરી તેના આસીસટંટે એ દુકાન રાખી તેમાં એવણ ભાગીઆ થયા હતા, અને મી૦ ગારબેલી અતરેથી ગયા બાદ ઈ૦ સ૦ ૧૮૫૮ થી એ દુકાન પોતે એકલાએ "મોરીનાસની કું૦" ને નામે ચાલુ રાખી હતી. મુંબઇમાં તે વેળાએ આઇસક્રીમ બનાવવાની એ એકજ દુકાન હોવાથી તેમાં ઇંગ્રેજ તથા દેશીઓની મોટી ઘરાકી હતી.

---

૧ જામે જમશેદ, તા૦ ૩૦ મી મેએ ૧૮૭૩.

એ નવાં ફંડ મધે મરહુમ દાદીશેઠનાં કુટુંબીઓએ તથા બીજા કેટલાક જરથોસ્તીઓએ નાણાં ભર્યાં હતાં, તથા વ્યાજ વાપરવાની સરતથી મરહુમ સર કાવસજી જાંગીરજી રેડીમની તથા દાદીશેઠનાં કુટુંબના કેટલાક સાહેબો તરફથી અનામત નોટો આપી હતી. એ ફંડના તરસ્ટીઓ તરીકે શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ, હીરજીભાઇ અરદેશર દાદીશેઠ, અને ખરશેદજી નોશરવાંનજી કામાજી ઠર્યા હતા, અને તેનું પાએદારણુ તરસ્ટ ડીડ ૧૮૭૪ ના માર્ચ માસમાં થયું હતું. શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ એજ શાલના જુલાઇ માસમાં બેહસ્તનશીન થવાથી તેમની જગોએ શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીને એક તરસ્ટી ઠરાવ્યા હતા. હાલ એ ફંડ આસરે રૂ૧૧૦૦૦) નું થયું છે.

૨ એવણના એક ભાઇ શેઠ નશરવાંનજી ખરશેદજી કામા મચરાજ મધે વ્યાપાર કરતા હતા અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા, તથા નાહાના ભાઇ શેઠ કાવસજી ખરશેદજી કામા મુંબઇ મધે મીનચતીનો વ્યાપાર કરતા હતા. એવણના બાવા શેઠ ખરશેદજી કામાજી સુરત મધે ખરશી કામાને નામે આગલા વખતમાં જાણીતા હતા.

૩ કરાંચીવાલા શેઠ દીનશાહજી ફરામજી નાણાંવટીના બાવા.

૪ શેઠ જમશેદજી તથા મરહુમ શેઠ બબાભાઇ મેહરવાંનજી મોરીનાસના બાવા.

# એક એલતેમાસ.

પારસી પ્રકાશનું આ બીજું દફતર પણ પેહલાંની માફકજ છુટા છુટા ભાગોમાં જાહેર પાડ-વામાં આવશે. તેટલામાટે એના બીજા ભાગોમાં દાખલ કરવા માટે હિંદુસ્થાનનાં દરેક ઠેકાણાંઓમાં થઈ ગએલા જાણીતા પારસીઓની તથા તેઓ તરફથી થએલાં હર કોઈબી સખાવતનાં કામોની, તેમનાં બંધાવેલાં દરેક જાહેર મકાનો, દોખમાં, દરેમેહર, ધર્મશાલા, દવાખાનાં, નિશાળો વગેરેના દાહડા વારની નોંધ નીચે શહી કરનાર સર્વે ઠેકાણેના જરથોશતીઓ પાસેથી નમનતાઈ સાથે માગેછે; અકસર કરી આ છેલ્લી અરધી સદીમાં હિંદુસ્થાનનાં દરેક શેહરોમાં જયાંબી પારસીઓની વસ્તી થઈછે ત્યાં તેમનાં ધર્મનાં મકાનો બાંધવામાં આવ્યાંછે, માટે તે મકાનોના દાહડા વાર તથા તે પર મારેલી તખતીઓની નકલ મોકલવાને કુલે દેશાવરોના જરથોશતીઓને ખસુસન એલતેમાસ કરવામાં આવેછે; અને નીચે શહી કરનારને પુરતી ખાતરજમેથી આશા છે કે તે આવા સંગ્રહમાં નોંધાવવાને તેના જાતભાઈઓ બેદરકારી બતાવશે નહિ.

આ પુસ્તકના સઘળા ભાગો તૈયાર થયા પછી તેમાં આવેલી બાબદો તથા નામોનું તુલેતવીલ સાંકલીઓ પેહલાં દફતરની માફકજ આપવામાં આવશે. વળી એ પુસ્તકને પણ એક સુંદર વાલમમાં સાચવી રાખવાને બની આવે માટે પેહલાં દફતરની માફકજ તેનાં પણ ઈંગલાંડથી મજબુત અને સોનેરી પુઠાંઓ મંગાવવાની, તથા તે સસતી કીમતે એનાં ઘરાકોને પુરાં પાડવાની ગોઠવણ કીધીછે. તેટલામાટે આખું પુસ્તક પુરૂં થાય ત્યાંલગી તેના દરેક ભાગ જાલવી રાખવાને, તથા કોઈબી ભાગ છુટો નહિ બંધાવવાને સુચના કરીમાં આવેછે.

**આ પુસ્તક** જે સાહેબોને જોઈએ તેઓએ કોટમાં દફતર આશકારા છાપખાના-માંથી અથવા મેશરસ જહાંગીર બી. કરાનીના છોકરાઓ, પી. ડી. મુકાદમ, ડી. લખમીદાસની કું૦, અને બાલીતલાવ મેશરસ ડી. અરદેશરની કું૦ માંથી અથવા નીચે શહી કરનારની પોતાની પાસેથી મંગાવી લેવું. દરેક ભાગની કીમત રૂ૧) તથા પોસટેજના રૂ૦)=.

**પેહલાં દફતરની** પણ આખી વેલાતી ગીલીટનાં પુઠાંથી બાંધેલી નકલ **રૂ૧૨)** તથા તેના પેહલા સિવાય દરેક છુટા ભાગની નકલ રૂ૧) ની કીમતે ઉપલાંજ ઠેકાણેથી મલશે.

પેહલાં દફતરની [illegible] થોડીજ નકલો બાકી રહેલીછે, માટે જે સાહેબોને પેહલું દફતર જોઈતું હોય તેઓએ તેની માંગણી ઉપલાંજ ઠેકાણાંઓ ઉપર મોકલી આપવી; જયાંથી તે પુરૂં [illegible] ની કીમતમાં [illegible] આપવામાં આવશે.

**બા૦ બહમનજી બેહરામજી પટેલ.**
નાં૦ ૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.